સંસ્કૃત ભાષાના પુરાણો અને મહાકાવ્યોને સ્પષ્ટ બંધારણ હોય છે.

ફારસી 'શાહનામુ' પણ મહાકાવ્ય તરીકે અમુક રચનામાં ગોઠવાઈ ગયું છે અને પશ્ચિમનાં Epics – મહાકાવ્યો – ઈલીયડ, ઓડીસી, પેરેડાઈઝ લૉસ્ટ – પણ વિશિષ્ટ ઢબની રચના માગે છે.

મહાકાવ્ય કરતા વધારે શિથિલ રચનાવાળી Romance–રોમાન્સની રચનામા પણ એક વાર્તાસૂત્રને પકડી તેના ઉપર વિવિધ કાવ્યરચનાઓ–વર્ણન, સંવાદ, ચિંતન, ગીત પરોવવામા આવે છે મહાકાવ્યની શાસ્ત્રીય વિશુદ્ધિ અને કડક રેખાઓ હળવી કરી વસ્તુને લોકભોગ્ય, લોકપ્રિય બનાવવાનો ઉદ્દેશ આ Romanceની રચનામાં દેખાઈ આવે છે, જે રચના સાથે આપણી વાર્તા કવિતા – શામળભટ્ટની રચના સરખી – કે જૈન રાસા આકૃતિ વધારે મળતાં આવે છે.

કાવ્યવાર્તા અને મહાકાવ્ય એ બને સાહિત્યસ્વરૂપો વચ્ચે દુનિયાના સર્વ સાહિત્યોમા આપ લે ચાલ્યા જ કરે છે, અને એ બને સ્વરૂપો એક બીજાની નજીક આવવા મંથન કર્યા જ કરે છે. આખ્યાન પણ એવો જ એક મધ્યપ્રયત્ન કહી શકાય. મહાકાવ્યને લોકભોગ્ય બનાવવાની વૃત્તિ અને લોકમાન્ય બનેલી વાર્તાને મહાકાવ્યની પ્રતિષ્ઠાએ પહોચાડવાની વૃત્તિ એ સાહિત્યજગતની બહુ સૂક્ષ્મ પણ બહુ જ પ્રબળ પ્રવૃત્તિ છે, અને ગુજરાતી સાહિત્યે પણ તેનો આછો અનુભવ કર્યો છે ગુજરાતી ભાષાને મહાકાવ્ય આપવાની ઇચ્છા કવિ નર્મદથી – એટલે ગુર્જર સાહિત્યના પ્રથમ વર્તમાન જાગૃતિસમયથી – શરૂ થઈ છે પરંતુ વચમા ગદ્યનો પ્રભાવ ઘણો વધી જવાથી મહાપ્રસંગને, મહાવાર્તાને કવિતા કરતા ગદ્યમા ઉતારવાની સગવડ મળી ગઈ અને મહાકાવ્ય તરફથી દૃષ્ટિ ખસી જઈ મહાકથાઓ, નવલકથાઓ તરફ સાહિત્યે ઝોક લીધો. એટલે ગુજરાતને મહાકાવ્યની રચનાનો મોહ ઘટી ગયો.

છતા મહાકાવ્યની રચનાના બે ત્રણ પ્રયત્નો થયા, તેમા કલાપીનુ સ્થાન છે. નર્મદ, દોલતરામ કૃપારામ પંડ્યા, ભીમરાવ દીવેટીયા અને ન્હાનાલાલના પ્રયત્નો લગભગ ઇતિહાસ કહી શકાય. એમા કલાપીને ઉમેરવાની જરૂર ઉભી થાય છે. કલાપીનુ સાહિત્યમાં મહત્ત્વ સમજવા માટે કલાપીના 'હમીરજી ગોહેલ' કાવ્યને સમજવુ જરૂરી છે નર્મદ, કલાપી, દોલતરામ, ભીમરાવ અને ન્હાનાલાલ, એ પાચે વિશિષ્ટ વ્યક્તિઓએ આ પ્રયત્નો કર્યા તે સફળ છે

કે અદ્દળ એની ચર્ચા અત્રે જરૂરની નથી. પોતાની કવિતાને જ કવિતા કહેતાં અચકાતો સજ્જન કલાપી એટલો ઘમંડ રહિત હતો કે તેણે ધારીને વિચારપૂર્વક મહાકાવ્ય લખ્યું હોત તોપણ તે એને મહાકાવ્યની મોટાઈભરી છાપ આપતાં સંકોચ પામત. સાહિત્યમાં પણ જ્યાં ઘમંડ, તામસ, ગુંડાગીરી અને ગર્વ પ્રવેશ પામે છે ત્યારે કલાપીની સૌમ્ય, વિનયી, સંકોચ સેવતી સજ્જનતાભરી છબિ યાદ આવ્યા કરે છે. સાચું સાહિત્ય સાહિત્યકારના લેશ પણ પ્રયત્ન વિના, તેના અવસાન પછી પણ કેમ જીવતું રહે છે તેનો સારો બોધપાઠ કલાપીનું સાહિત્ય આપે છે. કલાપીનો વિનય, કલાપીનો સંકોચ, કલાપીની નમ્રતા એ સાહિત્યકારોએ નિત્ય નજરમાં રાખવા જેવાં છે. કલાપીએ લખેલું 'હમીરજી ગોહેલ'નું કાવ્ય નોંધમાં ખંડકાવ્ય અને છેલ્લી પ્રસ્તાવનામાં મહાકાવ્ય તરીકે ઉલ્લેખ પામ્યું છે. હમીરજી ગોહેલના શૂર જીવનને કલાપી ચાર સર્ગો જ આપી શક્યા. એ અધૂરું કાવ્ય છે. છતાં એનો ઉઠાવ અને આખી કહેણીનો પ્રકાર એને મહાકાવ્યની નજીક લેઈ જાય એમ છે. સ્કોટની Lady of the Lakeની નવલકવિતા ઉપર હમીરજી ગોહેલના કાવ્યનો આકાર ભલે રચાયો હોય. આકાર અને વીણાના પ્રારંભ સંબોધન સિવાય સ્કોટની બીજી કશી જ અસર કલાપી ઉપર પડી નથી. ગુણભાર ભરેલા એ કાવ્યમાં રજપૂત અને ભીલ સંસ્કૃતિના સમન્વયની રસભરી પ્રેમકથા ઉપરાંત, એમાં વીરરસશોભન પ્રસંગો પણ એવું નિરૂપણ પામ્યા છે કે રુદન અને નિઃશ્વાસના શોખીન ગણાતા કલાપીને વીરરસની કવિતા રચવાની અશક્તિના આરોપમાંથી સદંતર ઉગારી લીધો છે. દેશાભિમાની કવિતા ન લખે તે કવિ જ નહિ, એવી એક માન્યતા 'હમીરજી ગોહેલ' બહાર પડ્યો ન હતો ત્યાં સુધી કલાપીને પ્રેમ, દુઃખ, દર્દ અને હાયપુકારના કવિ તરીકે માનવા લલચાવતી હતી, જોકે

**'ભલે ફૂંકો ફૂંકો પવન તમ જ્વાલા સળગતી !**
**ભલે વંટોળાની ગગન પડમાં ધૂળ ઉડતી !**

અગર

**હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશો કોઈ નહીં !**
**સો સો દીવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં !**

જેવાં ઉચ્ચારણ પામતી કવિતા વીરરસને આકાર ન આપી શકે એમ મનાય જ નહિ. તો પણ 'હમીરજી ગોહેલ' લખીને કલાપીએ શૌર્ય-કથનની શક્તિ સાબીત કરી આપી છે.

આમ 'હમીરજી ગોહેલ' મહાકાવ્યનો ખંડ છે; મહાકાવ્ય તરીકે રસવેત્તાઓ – રસશાસ્ત્રીઓ – તેને સ્થાન ન આપે તોય તે એક રસભરેલો પ્રબંધ છે, જેની જોડ વર્તમાન ગુર્જર સાહિત્યમાં તો નથી જ; અને કલાપી નાનકડાં ખંડકાવ્યો કે લેલછાભરી ગઝલો કે કનાર, સમયાનુકુળ કવિતા જોડનાર કવિપડછાયો નહિ પરંતુ કલાવિધાનનું કૌશલ્ય સાધ્યે જતો ઝડપથી મહાકવિનું સ્થાન મેળવી લેવાની શક્તિ ધરાવતો આજન્મ કવિ હતો, એટલું પૂરવાર કરતો એ ગ્રંથ છે એમ તો જરુર કહેવું પડશે.

: ૧૦ :

## કલાપી : પ્રગતિશીલ ખરો ?

'હમીરજી ગોહેલ'ની કે બીજી કોઇપણ કલાપીકૃતિની વિગતવાર ચર્ચા અત્રે થઈ શકે નહિ. તેવી ચર્ચાઓ થઈ ગઈ છે અને હજી પણ અભ્યાસીઓ વધારે ચર્ચા કરે એવો કવિતારસ કલાપીના કેકારવમાં રહ્યો છે. નવા વાદ પણ આપણાં વિવેચનોમાં ઊભા થયા છે અને થશે, તેમ જ એ વાદ સાહિત્ય તથા સાહિત્યકારોને પણ કસોટીએ ચડાવ્યા કરશે. વાસ્તવવાદને નામે જાગ્રત થતી એક ભાવના, પ્રગતિશીલતાને નામે ઝાંખી ઓળખાતી એક ભાવના આજે જુદી જ દૃષ્ટિએ સાહિત્યને તોળવા મથે છે. એ દૃષ્ટિ પણ

'રહેવા દે. રહેવા દે. આ સંહાર ગુમાન તું !
ઘટે ના ક્રૂરતા આવી ! વિશ્વ આશ્રમ સંતનું.'

કે,

રમતી'તી અહો ! વિશ્વઆગમમાં !
શીતળ છાંયડો ત્યાં મને હતો !

જેવા ઉદ્ગારો ભરેલી કવિતામાં, તેમ જ

જો ઈશ્ક ના તો શું ખુદા ? આલમ કરી તોયે ભલે !
જો ઈશ્ક ના તો શું જહાં ? એને ખુદાએ શું કરે ?

તથા

બ્રહ્માંડ આ તો ગૂઢ તાતનું છે.
આધાર સહુને સહુનો રહ્યો જ્યાંઃ
લે છે સહુ કૈં સહુને દઇ કૈં,
આભાર સહુનો સહુ ઉપરે છે.

જેવી ભાવનામાં, તથા

> અહો, કૈં ખેંચાણો તુજ ઉદરમાં આથડી રહ્યાં,
> વલોવાતા ગોળા ગણુતરી વિનાના ઘૂમી રહ્યા;
> ફર્યા એ કૈં કોશો અગણિત ફરીને લય થશે,
> હતા જે સ્થાને ત્યાં ફરી નવ અહ્યા વા ન અડશે.

જેવી વિજ્ઞાનવલોવતી પંક્તિઓમાં વાસ્તવતા કે પ્રગતિશીલતા – પૂરી નહિ તો આછી અધૂરી – જોવાની ઉદારતા દર્શાવી શકશે એમ લાગે છે. અલબત્ત, આજની પ્રગતિશીલતાને પ્રિય એવા વર્ગવિરોધ તેણે તીવ્ર બનાવ્યા નથી. વર્ગવિગ્રહ એ તેના યુગની વાસ્તવતા કે પ્રગતિશીલતા ન હતી.

હૃદય વીંધી આરપાર ઊતરી જાય એવી અનેકાનેક પંક્તિઓ કલાપીએ આપી છે. વાસ્તવતા એ પણ એક સાપેક્ષ ભાવના છે. આજની વાસ્તવતા એ ગઈ કાલની વાસ્તવતા ન હતી, આવતી કાલની પણ તે વાસ્તવતા નહિ જ હોય. પ્રગતિ પણ એવો જ શબ્દ છે. આજ જેને આપણે પ્રગતિશીલતા કહીએ છીએ તે આવતી કાલના પ્રગતિશીલોને ભ્રમ પણ લાગે. માનવીને વધારે સચોટપણે માનવતાનું દર્શન કરાવે એ પ્રત્યેક યુગનો વાસ્તવવાદ. માનવી હોય ત્યાંથી એક ડગલું આગળ વધે એવી વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રેરનાર જે કાંઈ હોય તે જે તે સમયની પ્રગતિશીલતા. કલાપીએ એના યુગનાં પ્રગતિશીલ બળોને ઝીલ્યાં છે, પોષ્યાં છે, વધાર્યાં છે. કલાપીએ ગુજરાતી સાહિત્યને એક ડગલું નહિ, એક કરતાં વધારે ડગલાં આગળ ભરાવ્યાં છે. ગુજરાતની માનવતાને, સહૃદયતાને, સંસ્કારને એણે વિશુદ્ધ બનાવ્યાં છે. વાસ્તવવાદ કે પ્રગતિશીલતા એથી બીજું શું વધારે માગે ?

કલાપીની કવિતા શું સમગ્રપણે સર્વાંગ સુંદર છે ? કલાના શું એમાં ઉત્તમોત્તમ નમૂના છે ? એના કરતાં ગુજરાતી સાહિત્યમાં વધારે ઉન્નત કવિતા નથી શું ? આપણે કલાપીને સમજતી વખતે એને સાહિત્યના અખાડામાં ઉતાર્યો નથી કે સાહિત્યકારોની ઘોડદોડ સર્જી નથી કે જેમાં શર્તો જીતવાના ક્રમ આપવા પડે ! કશી પણ સરખામણીના ઉદ્દેશ વગર, કોઈ પણ કવિને અવગણ્યા વગર મારો નમ્ર મત તો એ થાય છે જ કે ખામીઓના ભાન સાથે પણ ઓગણીસમી અને આજ સુધીની વીસમી સદીના

કે માન્ય કવિઓ થયા તેમા ન્હાનાલાલ અને કલાપીની જોડ જડવી અશક્ય છે, મને તો જડતી નથી. કલાપીની કવિતામા ખામી નથી. એમ કહેવુ એ વાસ્તવિક નથી. છતા 'કાન્ત', ત્રિભુવન પ્રેમશંકર — 'મસ્ત કવિ', 'લલિત', 'સાગર', 'સ્નેહજ્યોતિ' એ સર્વેએ કલાપીને અંજલિ આપી છે કલાપીને અંજલિ એટલે કલાપીની કવિતાને અંજલિ. અન્ય અનેક સાક્ષરો, લેખકો, વિવેચકોએ તેની કવિતાની ચર્ચા કરવામાં માન ગણ્યુ છે સાહિત્ય પરિષદોમા ભાગ્યે જ કલાપીની કવિતાનો ઉલ્લેખ થયા વગર રહ્યો હોય. સાહિત્ય સભાઓમા તો કલાપી સંબંધે વ્યાખ્યાનો હોય જ હોય. આજ સુધી કાવ્યોના સંગ્રહમા કલાપીના કાવ્યોને માનભર્યુ પ્રશસ્ત સ્થાન મળે છે. યુનિવર્સિટીના અભ્યાસક્રમમા અને પાઠ્યપુસ્તકોમાં કલાપી વગર ચલાવી લેવાયુ હોય એમ દેખાતુ નથી. કવિ તરીકે કલાપીનુ મહત્ત્વ આના કરતા કયી વધારે યશસ્વી રીતે સ્વીકારાય ?

અભ્યાસની દૃષ્ટિ બાજુએ મૂકીએ. શોખની દૃષ્ટિએ પણ કેકારવ જેટલો વંચાય છે એટલો બીજો કોઈ કાવ્યગ્રંથ વંચાતો હોય તો તે જાહેર થવાની જરૂર છે. કેકારવ જેટલો લોકપ્રિય કાવ્યસંગ્રહ બીજો થયો જાણ્યો નથી. હશે તોય એક-બે.

એટલું તો સૂચન એમાંથી સ્પષ્ટ થાય છે કે વિદ્વાન અને શોખીન બંને વર્ગમા માન્ય થયેલો 'કેકારવ', ખામીઓ હશે છતાં, કોઈ એવુ ઉચ્ચ કવિતાલક્ષણ ધરાવતો કાવ્યગ્રંથ છે કે હજી પચાસ પચાસ વર્ષો એ રવ શમ્યાને થયા છતા હજી એનો પડઘો ગુજરાતને મન જૂનો થયો નથી.

અભ્યાસ દૃષ્ટિ કદાચ કહેશે કે,

( ૧ ) કલાપીના કાવ્યો બધા ય સરખા સારા નથી. છે કોઈ બીજો કવિ જેને માટે આપણે એમ કહી શકીશુ ?

( ૨ ) કલાપીના કાવ્યો કલાની સફાઈ પામ્યા નથી. કલાપી પોતે જ તે વસ્તુ સ્વીકારે છે. આપણે પણ કહી શકીશુ કે કલાપીએ કુદરત-દીધી કલા ઉપર સહજ મનુષ્યકૃત સફાઈ કરી દીધી હોત તો ઘણા કાવ્યોની ચમક ઔર વધી જાત; નિરર્થક લંબાયલા કાવ્યો ટૂંકા બની શકત, ટૂંકા કાવ્યોને સહજ પ્રલંબ બનાવી શકાયા હોત; કેટકેટલા ચરણો બાદ થઈ શક્યા હોત, કેટકેટલી અસ્પષ્ટતાને કોર કિનારી ચોરી વધારે રૂપાળી અને સ્પષ્ટ બનાવી શકાઈ હોત.

( ૩ ) કલાપીની ઊર્મિમાં સંયમ ઓછો છે; પ્રેમ – કામ – સ્વચ્છંદ તરફ તે લેઈ જાય છે. ઊર્મિમાં સંયમ હોય ખરો ? પ્રેમ અને કામના તફાવત ઉપર માનવી છેવટ નિર્ણય ઉપર આવ્યો છે શું ?

( ૪ ) Majestic – ભવ્ય કવિતા કલાપીની છે એમ લાગતું નથી. 'બિલ્વમંગળ 'ની શરૂઆત વાંચી છે ? 'વૈરાગ્ય' નામક કવિતા જોઈ ? ભવ્યતાની હથોટી તો કલાપીને આવી જ છે.

આ સર્વ ટીકાની સામે જવાબમાં મૂકી શકાય એવાં કંઈક કાવ્યો કલાપીએ લખ્યાં છે. સૃષ્ટિસૌંદર્યે તેને સરસ કવિતા આપી છે: 'કુદરત અને મનુષ્ય,' 'મનુષ્ય અને કુદરત,' 'એક વેલીને'.

નિરાશામાંથી કેટલીએ અણુધારી Majestic – ભવ્ય કવિતા તેણે મેળવી છેઃ 'વિષપાન', 'વિધવા બ્હેન બાબાંને,' 'ત્યાગ', 'પ્રવૃત્ત થવા કહેતા મિત્રને,' 'પરવાર્યો.'

કરુણપ્રસંગો તો કલાપીના શબ્દોમાં એવી કવિતા મૂકતા કે તે આજ પણ વાંચનારની આંખને ભીંજવે એમ છે : 'પુત્રીમરણથી હસતો પિતા,' 'એક ઘા,' 'મૃત પુત્રી લાલાંની છબી દૃષ્ટિથી ખેસવતાં.'

પ્રેમનાં ગીત કલાપી જેવી મસ્તીથી સ્વાભાવિકપણે ગાય છે તેવી મસ્તી અને સ્વાભાવિકપણું બહુ ઓછી પ્રેમકવિતામાં હશે – અને એ પ્રેમ-કવિતાના તો કલાપીએ ધોધ વહાવ્યા છેઃ 'જ્વરમાં પ્રિયાને', 'પ્રિયા કવિતાને', 'પ્રેમની મૂર્તિપૂજા,' 'સુકાની શબ્દ,' 'સ્મૃતિ ચિત્ર,' 'ચુંબન વિપ્લવ.'

એની કલ્પના પણ ઝટ કવિત્વમય બની જાય છે : 'આકાશને,' 'ઝરણું,' 'એક આગીઆને,' 'ભવિષ્યના કવિને' 'પુનરુદ્દાહ,' 'બાલક,' 'દિલને દિલાસો.'

એની ઊર્મિ ભવ્ય ચિંતનો તરફ પણ કવિતાને વાળે છે. 'મતભેદ,' 'જન્મદિવસ', 'હમારી પિછાન', 'ભાવના અને વિશ્વ', 'જીવનહાનિ' 'નવો સૈકો' 'આપની યાદી.'

એનાં ખંડકાવ્યોમાં એ બધાં જ તત્ત્વો ભરપૂર ભર્યાં છે. હમીરજી ગોહેલનું મહાકાવ્ય જ કલાપીનાં એ લગભગ બધાં કાવ્યલક્ષણોનો સંગ્રહ છે એમ કહીએ તો ચાલે. કલાપીની ખામીઓ છે; પરંતુ ખામીઓ કરતાં ખુબી વધારે છે. અભ્યાસદૃષ્ટિ જ્યારે ખામીઓ શોધવા મથે ત્યારે

તે જરૂર શોધવા દેવી. કલાપીની કહેવાતી કે કલ્પાતી ખામીઓ આપણે જોઈ તેમનો વિચાર પણ કરી ગયા. એની કવિતા અણીશુદ્ધ નથી એ પણ સાચુ. છતા એના જેવી હૃદયદ્રાવક બીજી કયી કવિતા ગુજરાતીમા છે? એના કરતા વધારે અણીશુદ્ધ બીજી કયી કવિતા ગુજરાતીમા છે? કલાપીમા ન હતા એવા કેટલાક તત્ત્વો સમયાનુસાર કવિતામા પ્રવેશ પામતા હશે, અગર કલાપીએ ભાર ન મૂક્યો હોય એવા કેટલાક લક્ષણો ઉપર આજની કવિતા ભાર મૂકતી હશે. પરંતુ સમય – કાળ સહુને જ ઇતિહાસ બનાવી મૂકે છે, એકલા કલાપીને નહિ.'

: ૧૧ :

## કેકારવની ભવ્ય સમાપ્તિ

અને એ રોમાચક માનવીની – એ કરુણતા વર્ષાવતા કવિની રોમાચક કથની અને રડાવતી કવિતામા ખામી નિહાળતી વખતે આપણે એક ક્રૂર સત્ય કેમ ભૂલી જઇએ છીએ કે એ માનવી અને એ કવિતા બને એક પચ્ચીસીનો જ પરિપાક છે? છવ્વીસ વર્ષે જીવનખેલ સમેટી લેનાર કલાપીની કવિતા સામે છવ્વીસ વર્ષ અંદરની ઉગતી વયમા લખાયલી બીજા કોઈ પણ કવિની કવિતા મૂકી સરખામણી કદી કરી છે?

એવી apology ની, એવા બચાવની, નાની ઉમરની દલીલની પણ કલાપીની તરફેણમા જરૂર નથી જેવી છે એવી એની કવિતા અને જેવી છે એવી એની જીવનકથની ગુજરાતની રોમાચક મિલ્કત છે, ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ છે, ગુજરાતી માનસને એક ભૂમિકા ઊચે ચડાવતી સંસ્કારલક્ષ્મી છે. એનાજ પત્રોમા એનુ જીવન એણે પ્રમાણિકપણે કથ્યુ છે એની કવિતામાથી જ ફિલસૂફી, એની ભાવના, એનાં સ્વપ્ન અને એની નિરાશાની કથની ગોઠવી શકાય એમ છે. એણે તો સને ૧૮૯૬ થી કહી રાખ્યું હતુ કે.

> **નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,**
> **હૃદય મમ ઘડાયુ અન્ય કો વિશ્વ માટે !**

બીજે વર્ષે–એના માત્ર ત્રેવીસમા વર્ષે એ પોતાને જ પૂછે છે

ત્રેવીસ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં,
વીતી અનેક દુઃખનીય પરમ્પરા ત્યાં;
શું તેટલો જ ઇતિહાસ હશે અમારો ?
શું લ્હાણુ કાળની મળી બસ એટલી જ ?

મૃત્યુના પડઘા ઘેરા બને છે, અને કવિતાનો પ્રવાહ પણ ઘટ્ટ, ઘેરો, બલવાન અને કલામય બનતો જ જાય છે, અનુભવોની, લાગણીઓની, પ્રયોગોની ઘટમાળ ફર્યા જ કરે છે છતાં ચોવીસ વર્ષમાં તો કલાપીનું હૃદય જીવનભરની ઊર્મિઓ શમાવી જગતની પાર જોયા કરે છે, અને એક અનુભવી વૃદ્ધની અદાથી કહે છે :

'બાલ્યા ગઇ જ, ગત યૌવન છે થયું, ને
મૃત્યુ તણાય પડઘા શ્રવણે સુણાતા!
હૈયે રડે તરસમાં મરતો બપૈયો—
ને પિંજરા હૃદયને ફરિયાદ રોવી.'

રખે કોઇ એમ માની કલાપીને અન્યાય કરે કે મૃત્યુ નિહાળતો એ કવિ માત્ર રોતલ, માંદો, થાકેલો, મૃત્યુમાં વિશ્રામ શોધતો કાયર માનવી હતો! એ પ્રયોગશીલ સૂફી તો

'પેદા થયો છું' ઢૂંઢવા તુને સનમ!'

કહી મૃત્યુને પણ પ્રયોગની એક ભૂમિકા ગણીને જ ચાલે છે.

'મૃત્યુ તો અનુભવે સુખથી લે'

કહેનારો એ મહાન ગુજરાતી પ્રેમી-સ્નેહી તો મોતને પણ મહેરીલ માને છે. એનો સિદ્ધાંત મોતની પરંપરાને પણ આત્માની વિકાસશ્રેણી ગણે છે!

'આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણુના રસનો વિહારી;
આત્મા ગણે નહિ જ તે યુગને-ક્ષણોને,
ક્યાં દેશકાળ? સઘળે જ વસન્ત જામી!'

છવ્વીસમું વર્ષ ઝડપથી આવતું હતું. પ્રેમ અને નીતિનાં ખેંચાણમાં સદૈવ ખેંચાતું હૃદય પ્રેમમાં સર્વ નીતિનો સમાવેશ થઈ જાય છે એવો એક બહુ જ સાચો અનુભવ બે વર્ષ માત્ર સ્થિરતાથી કરી શક્યું! શોભના

## આગલી આવૃત્તિના પ્રકાશકની

# પ્રસ્તાવના



પરમાત્માની અતિશય કૃપાથી, અમારા પરમ પૂજ્ય પિતૃદેવ શ્રી કલાપીદેવ, જેમને આખો દેશ–ગુજરાત અને કાઠિયાવાડ–ઘણા સ્નેહથી અને માનથી ચાહી રહ્યો છે, તેઓ શ્રીની બધી જ કવિતાનો આવો અપૂર્વ સંગ્રહ સંશોધિત, સંવર્ધિત અને સટીક ગ્રન્થના કેવળ નવીન રૂપમાં વાંચનાર સમક્ષ પહેલી જ વાર મૂકવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે.

શ્રી કલાપીદેવની કવિતાનો સંગ્રહ સૌથી પહેલો ઇ. સ. ૧૯૦૩માં પ્રસિદ્ધ થયો હતો, પરન્તુ કેટલાંક કારણવશાત્ તેઓ શ્રીનાં બધાં જ કાવ્યો તે પ્રસંગે પ્રાપ્ત થઇ શકયાં નહોતાં.

અમારા પરમ પૂજ્ય પિતાજીના સ્નેહી રા. બ. રૂપશંકર ઉદયશંકર ઓઝા એટલે શ્રી સંચિત (બાલુભાઇ) પાસે શ્રી કલાપીદેવની પાંચ સ્વહસ્તલિખિત ડાયરીઓ તેમ જ બીજી કેટલીક હસ્તલિખિત કવિતાની નોટબુકો વગેરે સાહિત્ય હતું – તેમ જ શ્રી કલાપીદેવના મિત્ર સ્વ. મણિશંકરના પુત્ર રા. રા. ભાઈ મુનિકુમાર પાસે એક સ્વહસ્તલિખિત ડાયરી હતી. તેઓએ પોતાની પાસેનાં આ સર્વ સાધનો કૃપા કરીને અમને સ્નેહથી સુપ્રત કર્યાં છે અને તે માટે આ સ્થળે એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

ખાસ બાબત એ છે કે અમારા માનવન્ત પ્રિય ભત્રીજા હાલના નામદાર ઠાકોર સાહેબ શ્રી પ્રહ્લાદસિંહજીએ, કૃપા કરીને, ગાદી ઉપર બિરાજતાની સાથે જ શ્રી કલાપીદેવના સાહિત્ય સંબન્ધી ઘણા હસ્તલિખિત કાગળો અને કવિતાની નોટબુકો અમારે હસ્તક સુપ્રત કરીને તે પ્રસિદ્ધ કરવાનો અમને હક આપ્યો છે. તેઓ શ્રીની આવી સ્નેહપૂર્ણ કૃપાથી જ સંશોધનનાં તથા સંવર્ધનનાં પૂરેપૂરાં સાધનો મળી શક્યાં છે અને તેથી જ આવો સંપૂર્ણ ગ્રંથ વાંચનાર સમક્ષ મૂકવાને અમે સદ્ભાગી થયા છીએ.

આ ઉપરાન્ત, નામદાર મોરબી મહારાજા સાહેબ બહાદુર શ્રી લખધીરસિંહજી સાહેબે પણ શ્રી કલાપી પ્રતિ પોતાની સ્નેહભાવ ભરેલી લાગણીને લીધે, આ ગ્રન્થના પ્રકાશનમાં કિંમતી સલાહ તથા પ્રેરણા આપવાને કૃપા કરી છે. આ ગ્રન્થપ્રકાશન નિમિત્તે લીધેલી તસ્દી માટે તેઓ નામદારનો પણ ઘણો જ આભાર થયો છે.

હમીરજી ગોહિલનું મહાકાવ્ય, જે આ ગ્રન્થમાં પ્રસિદ્ધ કર્યું છે, તેનો ચોથો સર્ગ આ નવીન પ્રાપ્ત થયેલાં હસ્તલિખિત સાધનોમાંથી જ પ્રાપ્ત થયો છે અને તેથી તે પણ આવી રીતે તો પહેલી જ વાર બહાર આવે છે. આ સર્વ માટે દીર્ઘાયુષ્ય નામદાર ઠાકોર સાહેબનો તેમ જ નામદાર મોરબી મહારાજા શ્રીનો જ વાચનારે આભાર માનવાનો છે. અમારા બધા રાજકુટુમ્બે પણ આ કાર્યમાં સાહાય્ય અને સદ્ભાવ દર્શાવ્યાં છે, તે પણ અંતઃકરણપૂર્વક ઉપકાર સાથે અહીં નોંધીએ છીએ

શબ્દકોષ અને અતિશય આવશ્યક કાવ્યો ઉપર માર્ગદર્શક ટીકા લખવાનું કાર્ય શ્રી કલાપીના પૂર્ણ અભ્યાસી અને પરમ ભક્ત શ્રી સાગરે કર્યું છે અને બધાં હસ્તલિખિત સાધનો ઉપરથી સંશોધનનું, સંવર્ધનનું અને ગ્રન્થનો આમુખ તથા ઉપસંહાર લખવાનું કાર્ય પણ તેઓશ્રીએ જ કર્યું છે. આમુખ, કોષ અને ટીકા તથા ઉપસંહાર એ તેમની સ્વતંત્ર કૃતિઓ છે અને તે ઉપર તેમનો પોતાનો જ હક છે.

ગ્રન્થપ્રસિદ્ધિમાં કંઈ દોષ રહ્યા હોય કે થયા હોય તો તે દરગુજર કરવાને વાંચનાર કૃપા કરશે એવો પૂરો વિશ્વાસ છે. ॥ ॐ સદ્ગુરુ ॥

વસન્તભુવન, રાજકોટ;
૨૨ : ૯ . ૧૯૩૧

જોરાવરસિંહજી સુરસિંહજી ગોહિલ
લાઠી.

॥ ॐ સદ્ગુરુ ॥

॥ ॐ सद्गुरु ॥

# ગુરુદેવને ચરણે



મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો :
ગુરુ દયાલ સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો !
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

મુગ્ધ હૃદય પ્રણયદગ્ધ મુજ ઉગારનાર છો :
ભ્રમિત માર્ગ : ત્રુટિત નાવ ; પણ બચાવનાર છો !
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો .

રુદિત ઉર નવીન નૂર આપ આપનાર છો :
પ્રીતિપુષ્ટિ , શાંતિતુષ્ટિ આપ સ્થાપનાર છો !
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

ઝખ્મી જિગર – આંસુધાર – દર્દ જાણનાર છો ,
ફિલસુફી સૂફી તણી તમે પઢાવનાર છો :
ગુરુ દયાળ ! સુર કૃપાલ જીવ્યું જીતાડનાર છો.

હૃદયનમન : નેત્રદ્રવણ – નયન આંજનાર છો :
પ્રણયધર્મ પરમ ગૂઢ , મર્મ ભાખનાર છો !
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

ખાક છાંટી પક્ષઘાતીને મટાડનાર છો :
જીવાડનાર શણ સમાન ! અજબ મન્ત્રકાર છો !
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો .

હૃદયવૈદ્ય ! આત્મવૈદ્ય ! પ્રેમશાસ્ત્રકાર છો :
માટીમાંથી માનવી નવીન બનાવનાર છો !
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો.
ભિન્ન જરૂરી શિષ્યવિધિ : હૃદય સમજનાર છો :
બાપુજી ! ગુરુજી ! આપ જીવન બક્ષનાર છો !
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો.
અનન્ય ભક્તિ એકની ઉરે અપાવનાર છો :
પ્રેમબ્રહ્મજ્યોતિ હૃદયમાં બતાવનાર છો.
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો.
લાજ રાખી બાકી જિગર હજી ય રાખનાર છો :
હજી, ગુરુજી ! વસ્ત્ર નવું શું સજાવનાર છો !
ગુરૂ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો.
ઓલિયા કલાપીદેવ ! ગુરુજી ! શ્રેયકાર છો
દાસ સાગરે. હમેશ પ્રેમજ્યોતિકાર છો !
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો.

દીવાને સાગર

---

## ટીકાકાર શ્રી. સાગરનો
## આ મુ ખ

---

પરમ પ્રેમસ્વરૂપ શ્રી કલાપીના કેકારવને કોઈ નવીન ઉપોદ્‌ઘાતની તો હવે જરૂર જ નથી, કેમકે, તેનું પ્રકટીકરણ થયે ત્રીસ વર્ષનો એક જમાનો પૂરેપૂરો વ્યતીત થઈ ચૂક્યો છે. ગુર્જર સાહિત્યના પ્રત્યેક સહૃદય અભ્યાસીને વિદિત છે તેમ, એ આખા જમાનાએ શ્રી કલાપીની કવિતાને સ્નેહ અને આદર આપીને પોતાની માનીતી વસ્તુઓમાં તેની હૃદયપૂર્વક સ્થાપના કરી છે. હરકોઈ કવિ કરતાં શ્રી કલાપીને ગૂજરાતે અધિકતર માન આપ્યું છે એ જ એની મહત્તા છે.

**શ્રી કલાપીને** સહુ કોઇએ આવું અપૂર્વ માન આપ્યું છે એનું કારણ શું ? એનું કારણ એ છે કે સામાન્ય મનુષ્યજીવનને તેની સામાન્યતાથી તે **અૌલકિક માર્ગે - ધર્મમાર્ગે - પરમાત્માને માર્ગે** લઇ જાય છે. ખરૂં જોતાં, કાવ્યસાહિત્યના નવા લિબાસમાં **શ્રી કલાપીની** કવિતા ગોયા **ધર્મગ્રન્થ** જ છે. અસ્તુ.

**શ્રી કલાપીનાં** જે **હસ્તલિખિત** સાધનો પ્રાપ્ત થયાં છે, તેના સંશોધનમાં પોતાના કાવ્યસંગ્રહની **સ્વહસ્તાક્ષરે ખુદ શ્રી કલાપીએ જ લખેલી પ્રસ્તાવના** મળી છે ને અને આ પ્રમાણે છેઃ—

## " પ્રસ્તાવના

" તા. ૮, જાન્યુઆરી, ૧૮૯૩

" **પ્રેમ** " વૃક્ષનાં સુગંધ સુમન–**કાલિદાસ, ભવભૂતિ, બાણ** વગેરે કરમાઇ ગયાં, ખરી પડયાં, તો પણ તેના મધુર મકરન્દના લોભી ભૃંગ તો તેની વાસનામાં જ ગુંજ્યા કર્યા, તેના ગુણગણ પર જ ગણગણ કર્યા ગયા. તે " **આર્ય** હૃદય ! ! " તે હૃદયની, તે ઉચ્ચ, કોમળ – કુમળી, ઊંડી, શાન્તમસ્ત લાગણી સજીવ રહો ! ચિરંજીવ રહો ! અરે, પણ, – અહહ ! – **મુસલમાનનાં** હિમનાં સખ્ત ઝાપટાં, પરેશાનીના દઝબળતા અંગારા ! તેણે તે હૃદયને દાબી દીધાં. તે લાગણી **પ્રદીપ્ત** સૂર્ય હતી; **ચન્દ્ર** બની, તારા થઇ, ખદ્યોત થઈ ગઈ ! ! **સુરદાસ**, **પ્રેમાનન્દ**, **જગન્નાથ** જેવાં પુષ્પ પણ કાંઇક **પરાગ** છાંટતાં ગયાં. અરે !, બિચારૂં પ્રેમાળ " આર્ય હૃદય " ! હજી તેની બુરી હાલત જોઈ જોઇ રોવું બાકી રહેલું ! કાલિદાસની શકુન્તલા, ભવભૂતિના ઉત્તરામચરિત અને બાણની કાદમ્બરીથી **કાવ્યરસિકતા ભોજા ભક્તના** ચાબખા અને – **સ્વામીનારાયણનાં** ભજનિયાંમાં આવી પડી ! કેવો મોટો પાત ! ? !. કેવો સજ્જડ માર ! ? ! આળાનો મણકો જેટલું નીચે જવાય તેટલું ગયો. હવે ઉંચો આવવો જ જોઇએ અને આવ્યો : " સુદર્શન ", " ચન્દ્ર ",

"રાત વીતી ને વાયું વ્હાણું અરુણોદય દીપતો આ !
પ્રકાશ ફૂમળો, મનુ ઓપતું, શકુન સહુ શુભ સોહ્યા !
ઘાયલ જંગી ઓ ! રણમાં જીત દિસે છે !"

"ઓ બન્ધુઓ ! આપણે બધા ઘાયલ છીએ; પરન્તુ જંગી નથી ! આપણને રણમાં જીત નથી દિસતી, આપણે હારી જઇશું એમ આપણને લાગે છે, પણ રણમાં જીત છે એ નક્કી છે. રણમાં જીત છે એ નિર્વિવાદ છે, કારણ કે સૂર્યનો ઉદય થઈ ઉલ્લાસભર્યાં વચનો સાભળ્યા છે :—

"જય જય ગરવી ગુજરાત !

"આજ પ્રકાશશે ઝળળ કુસુમની પ્રેમશૌર્ય અંકિત !

તું ભણવ ભણવ નિજ સન્તતિ સૌને પ્રેમભક્તિની રીત !"

"પ્રેમભક્તિની રીત શિખવવાને તે આપણને ખાસ શિક્ષણ આપે છે, પ્રેમભક્તિનો ઉદય હજારો મનુષ્યોમા એક સાથે પણ થઇ શકે એ પ્રેમભક્તિનો અવતાર આપણે અહીં તો થઈ ચૂક્યો છે.

"એ પ્રેમભક્તિનો અવતાર કલાપીમાં થયેલો છે એમ મ્હારૂં કહેવું છે. ઓ બન્ધુઓ ! કલાપીના જીવન વિશે હું જાહેરમા કદાપિ બોલ્યો નથી. એ વિષય એટલો બધો વિસ્તીર્ણ છે કે, હુ એને અહીં પૂરેપૂરો ઇન્સાફ આપી શકીશ નહિ. શી રીતે બતાવી શકુ — એમના હૃદયને ?

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषयामतिः ।
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥

"કલાપીનું હૃદય તો સાગર જેવું છે. તેને હુ વાતમા શી રીતે બતાવી શકીશ ? આપને સમજાવી શકીશ — એમના ગુણોને ?

"કલાપી વિષે કહેતા પહેલા મ્હારે એમની જિન્દગી વિષે આપને કહેવુ જોઈએ.

"કલાપીના લગ્ન થયા ત્યારથી એક કન્યા ઉપર એમનો સ્નેહ થયેલો. કલાપીને સ્થાને બીજો કોઇ ગૃહસ્થ હોત તો તેની

સાથે કદાપિ **લગ્ન ન** કરત. એનું આખું જીવન તે બગાડી નાખત. હજારો માણસો એવા હશે કે જે એક સ્ત્રીની આખી ઝિન્દગી પાયમાલ કરી નાખી પ્યારમાં પડે. પણ, બન્ધુઓ, **કલાપી** તો **અસાધારણ પુરુષ** હતા.

" આપણા કેટલાક બન્ધુઓ **કલાપીની નીતિ** વિશે શંકા લાવી મ્હોટાં વ્યાખ્યાનો આપે છે – લેખો લખે છે, જાણે કે પોતે તેમનાથી વધારે નીતિમાન હોય !

" પરંતુ, એ બન્ધુઓ, આપણે **કલાપી**ના હૃદયની એટલી ઝડપથી પરીક્ષા **ન** કરો. **કલાપી** આપણા બધા કરતાં હજાર દરજ્જે **વધારે ઊંચા આદમી** છે. હું આપને **કલાપી**એ લખેલો એક પત્ર વાંચી સંભળાવું છું. એ પત્ર **સ્વર્ગવાસી પ્રૉ. મણિલાલ** જે તેમને યોગ્ય સલાહ આપવાને શક્તિમાન્ હતા, તેમને લખેલો છે. મ્હારા શબ્દો નહિં, પણ તેમના પોતાના જ શબ્દો,

  

**સ્વ. कान्त** આગળ કહે છે:—

" એ બન્ધુઓ, **અન્તઃકરણના** પ્રતિધ્વનિ માટે તેને કેટલો આગ્રહ છે ! ' Love is love for ever ! ' " Love is not love which alters when it alteration finds. " " **સ્નેહ** તે હમેશ માટે **સ્નેહ** જ છે. વિકાર દેખે ત્યારે પણ વિકાર પામે તે **સ્નેહ નથી**, " એવું શેક્સ્પિયરનું વચન છે. સામા પાત્રોમાં બેહયાઇ છે કે નહિ તેની પણ તેમને બિલકુલ પરવા ન્હોતી.

' **કલાપીનું જીવન** ' આપને, " **હમારી પિછાન** " એ એના પોતાના કાવ્યમાંથી જણાશે.

" ગમે તે બેહયાઇને દઈ માથું ધરી બોળે –
" હમે આરામમાં ક્યાંએ સુખેથી ઊંઘનારાઓ ! "

" એ સંબંધમાં એક પ્રાસંગિક વાત કહું છું. **કલાપીનું** હૃદય

એટલું તો નિર્દોષ હતું કે તે બે મિનિટમાં ઊંઘી જતા. 'પરમાત્મા પોતાના વ્હાલાને નિદ્રા આપે છે.' અસ્તુ.

"બન્ધુઓ! આપ વિચારો કે કવિ નર્મદાશંકરને જે "પ્રેમભક્તિ" માટે ચાહના હતી, તે પ્રેમભક્તિ કલાપીમાં અવતરેલી હતી. કલાપીમાં પ્રેમભકિત અને પ્રેમશૌર્ય છે એ સ્પષ્ટ જોઇ શકાય – જો મનુષ્યને સાભળવાને કાન અને જોવાને આખ હોય તો હુ બાહ્ય નહીં, પણ આન્તરની વાત કરું છું.

"કેટલાક પોતાના નહિ, પણ પોતાના બન્ધુઓના દોષો કાઢે છે. કાર્લાઇલ એક સ્થળે લખે છે કે "દોષ એમ કહેનાર ઓ તમે! તમે પોતે ક્યાં નિર્દોષ છો?" દોષરહિત તો પરમાત્મા એક જ છે જે પોતે પોતાને માટે એમ બોલે છે કે, હુ નિર્દોષ છુ, તે એક ઘોર નારકી છે. દોષ દૂર કરવાનો પ્રયત્ન ખરા હૃદયનો (Sincere) છે કે નહી તે જોવાનું છે. કેટલાક રૉબર્ટ બર્ન્સ માટે તે દૂષિત હોવાનો મત ઉચ્ચારે છે, પણ રૉબર્ટ બર્ન્સ ઘણો વધારે શુદ્ધ હૃદયનો પુરુષ હતો, અને તે તો પ્રભુ જાણે છે.

"બન્ધુઓ. કલાપીનુ જીવન એ સ્નેહી જીવન હતું. જે પાત્રોમાં એમનો સર્વોપરી વિશ્વાસ હતો તે બધા તેને યોગ્ય નહોતા. મનુષ્યો તો મનુષ્યો જ છે, પરંતુ આ દુનિયામાં કલાપી સુરતાની વાડીનો મોરલો છે. માનુષી સ્નેહમાથી તે એકદમ છૂટી જાય છે, તેનુ હૃદય પ્રભુ તરફ વળે છે.

"પ્રેમ અને તેમાંથી પ્રેમભકિત શી રીતે થઇ છે તે તેમના પોતાના શબ્દોથી આપણે જોઇ શકીએ છીએ. (જુઓ, સનમને)

"તેનુ હૃદય કેટલુ ઉદાર, કેટલુ દયાળુ, કેટલું મધુર છે, તે શુ એમના કાવ્યોમા આપ સ્પષ્ટ જોઇ શકતા નથી?

"હું આશા રાખુ છું, આપ કલાપીની કવિતાના અભ્યાસ દ્વારા કલાપીનુ જીવન ઉકેલવાને પ્રયત્ન કરશો.

" કલાપીથી ગુજરાતને જે લાભ થયો છે તેનો વિચાર કરતાં મ્હને કવિ કીટ્સનું સ્મરણ થાય છે. કીટ્સ પચીસ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યો, તે જીવ્યો હોત તો એ પ્રવાહ કેવો મ્હોટો થાત.

" બન્ધુઓ ! કલાપી તો અમૃતના પાણીનો મીઠો ઝરો છે, જેમાંથી આપ જ્યારે ચાહો ત્યારે મધુર સુધાનું પાન કરી શકો.

" કોઇ પણ કવિ કેટલું કામ કરી શકે છે તે જોવાને તેણે આપણા હૃદયને કેટલું પોષણ આપ્યું તે જોવું જોઈએ. કલાપીએ ગુજરાતના હૃદયને પોષણ આપ્યું છે જે બીજો કોઇ કવિ આપી શકે તેમ નથી.

કલાપી કવિ નથી પણ સ્નેહી છે, એમ કહેવામાં કેટલાકો મ્હારો દુરાગ્રહ માને છે. હકીકત એ છે કે, જે કવિતાઓ લખે તે કવિ એમ નથી. કવિતા એ જેની ઝિન્દગીનો સર્વોપરિ સ્નેહ હોય તે જ કવિ હોઈ શકે. કવિ કવિતાનો જ હંમેશાં દાસ છે. કવિ કવિતામાં જ હંમેશાં આનન્દ માને છે અને બીજું બધું તેને મન સર્વદા ગૌણ હોય છે. તેના હૃદયમાં હમેશાં કવિતા જ હોય છે.

" કવિ નર્મદાશંકર પછી એવા કોઇ કવિ થયા નથી. 'કેકારવ'ના ઉપોદ્ઘાતમાં મેં કહ્યું છે તેમ, મણિલાલ, હરિલાલ, ભીમરાવ વગેરેએ કવિતાઓ લખી છે, પણ તે કોઇ કવિ નહોતા. પ્રસંગોપાત્ત કવિતાઓ તો આપના સેવકે પણ લખી છે ! પણ હું કવિ હોવાનો દાવો કદાપિ કરતો નથી. કવિનું દિલ કવિતામાં એટલું બધું લાગેલું હોય છે કે તેમાંથી પુષ્કળ વહ્યાં કરે; અને એ રીતે જોતાં રમણભાઇ, લલિત વગેરે કોઇ કવિ નથી, કવિ નર્મદાશંકરની કવિતા જોતાં શું આપને નથી લાગતું કે તેનો પ્રવાહ નર્મદા જેવો છે ?

" બન્ધુઓ, કલાપીના જીવનનો અભ્યાસ કરતાં આપને અવશ્ય સમજાશે કે તે કવિ નહિ પણ સ્નેહી જ છે.

" હું એમ કહેવા માગતો નથી કે કવિઓ જ ઊંચા અને બીજા બધા નીચા. કાર્ડિનલ ન્યુમેન એક ધર્મોપદેશક – એક ઇશ્વર-

એટલું તો નિર્દોષ હતું કે તે બે મિનિટમાં ઊંઘી જતા. 'પરમાત્મા પોતાનાં વ્હાલાંને નિદ્રા આપે છે.' અસ્તુ.

"બન્ધુઓ! આપ વિચારો કે કવિ નર્મદાશંકરને જે "પ્રેમભક્તિ" માટે ચાહના હતી, તે પ્રેમભક્તિ કલાપીમાં અવતરેલી હતી. કલાપીમાં પ્રેમભક્તિ અને પ્રેમશૌર્ય છે એ સ્પષ્ટ જોઈ શકાય – જો મનુષ્યને સાંભળવાને કાન અને જોવાને આંખ હોય તો 'હુ બાહ્ય નહીં', પણ આન્તરની વાત કરું છું.

"કેટલાક પોતાના નહિ, પણ પોતાના બન્ધુઓના દોષો કાઢે છે. કાર્લાઇલ એક સ્થળે લખે છે કે "દોષ એમ કહેનાર ઓ તમે! તમે પોતે કયાં નિર્દોષ છો?" દોષરહિત તો પરમાત્મા એક જ છે જે પોતે પોતાને માટે એમ બોલે છે કે, હુ નિર્દોષ છું, તે એક ઘોર નારકી છે. દ્વેષ દૂર કરવાનો પ્રયત્ન ખરા હૃદયનો ( Sincere ) છે કે નહી તે જોવાનુ છે. કેટલાક રૉબર્ટ બર્ન્સ માટે તે દૂષિત હોવાનો મત ઉચ્ચારે છે, પણ રૉબર્ટ બર્ન્સ ઘણા વધારે શુદ્ધ હૃદયનો પુરુષ હતો, અને તે તો પ્રભુ જાણે છે.

"બન્ધુઓ, **કલાપીનુ જીવન એ સ્નેહી જીવન હતું.** જે પાત્રોમાં એમનો સર્વોપરી વિશ્વાસ હતો તે બધાં તેને યોગ્ય નહોતા. મનુષ્યો તો મનુષ્યો જ છે; પરંતુ આ દુનિયામાં કલાપી સુરતાની વાડીનો મોરલો છે. માનુષી સ્નેહમાંથી તે એકદમ છૂટી જાય છે, તેનું હૃદય પ્રભુ તરફ વળે છે.

"પ્રેમ અને તેમાંથી પ્રેમભક્તિ શી રીતે થઇ છે તે તેમના પોતાના શબ્દોથી આપણે જોઇ શકીએ છીએ. (જુઓ, **સનમને**)

"તેનુ હૃદય કેટલુ ઉદાર, કેટલુ દયાળુ, કેટલું મધુર છે, તે શું એમના કાવ્યોમા આપ સ્પષ્ટ જોઇ શકના નથી?

"હુ આશા રાખું છું, આપ કલાપીની કવિતાના અભ્યાસ દ્વારા કલાપીનું જીવન ઉકેલવાને પ્રયત્ન કરશો.

"કલાપીથી ગુજરાતને જે લાભ થયો છે તેનો વિચાર કરતાં મ્હને કવિ કીટ્સનું સ્મરણ થાય છે. કીટ્સ પચીસ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યો, તે જીવ્યો હોત તો એ પ્રવાહ કેવો મ્હોટો થાત.

"બન્ધુઓ ! કલાપી તો અમૃતના પાણીનો મીઠો ઝરો છે, જેમાંથી આપ જ્યારે ચાહો ત્યારે મધુર સુધાનું પાન કરી શકો.

"કોઇ પણ કવિ કેટલું કામ કરી શકે છે તે જોવાને તેણે આપણા હૃદયને કેટલું પોષણ આપ્યું તે જોવું જોઈએ. કલાપીએ ગુજરાતના હૃદયને પોષણ આપ્યું છે જે બીજો કોઇ કવિ આપી શકે તેમ નથી.

કલાપી કવિ નથી પણ સ્નેહી છે, એમ કહેવામાં કેટલાક મ્હારો દુરાગ્રહ માને છે. હકીકત એ છે કે, જે કવિતાઓ લખે તે કવિ એમ નથી. કવિતા એ જેની ઝિન્દગીનો સર્વોપરિ સ્નેહ હોય તે જ કવિ હોઈ શકે. કવિ કવિતાનો જ હંમેશાં દાસ છે. કવિ કવિતામાં જ હંમેશાં આનન્દ માને છે અને બીજું બધું તેને મન સર્વદા ગૌણ હોય છે. તેના હૃદયમાં હમેશાં કવિતા જ હોય છે.

"કવિ નર્મદાશંકર પછી એવા કોઇ કવિ થયા નથી. 'કેકારવ'ના ઉપોદ્ઘાતમાં મેં કહ્યું છે તેમ, મણિલાલ, હરિલાલ, ભીમરાવ વગેરેએ કવિતાઓ લખી છે, પણ તે કોઇ કવિ નહોતા. પ્રસંગોપાત્ત કવિતાઓ તો આપના સેવકે પણ લખી છે! પણ હું કવિ હોવાનો દાવો કદાપિ કરતો નથી. કવિનું દિલ કવિતામાં એટલું બધું લાગેલું હોય છે કે તેમાંથી પુષ્કળ વહ્યાં કરે; અને એ રીતે જોતાં રમણભાઇ, લલિત વગેરે કોઇ કવિ નથી, કવિ નર્મદાશંકરની કવિતા જોતાં શું આપને નથી લાગતું કે તેનો પ્રવાહ નર્મદા જેવો છે?

"બન્ધુઓ, કલાપીના જીવનનો અભ્યાસ કરતાં આપને અવશ્ય સમજાશે કે તે કવિ નહિ પણ સ્નેહી જ છે.

"હું એમ કહેવા માગતો નથી કે કવિઓ જ ઊંચા અને બીજા બધા નીચા. કાર્ડિનલ ન્યુમેન એક ધર્મોપદેશક – એક ઋષિ

**ભક્ત** હતા, તે કવિ ન્હોતા, તેમના હૃદયનું વલણ ઈશ્વરભક્તિ તરફ હતું – કવિતા તરફ નહિ.

"બન્ધુઓ, **કલાપીની** કવિતા હું ઉચ્ચતર ગણુ છુ, જેને હું કવિ કહું છુ **તેની** કવિતા કરતાં પણ વધારે ગણું છુ. કવિ એ શી વસ્તુ છે અને તેની ખરી કદર શી રીતે કરવી જોઇએ તે આપણ બન્ધુઓ હજી જાણતા નથી. **કલાપીનો** કવિતા તરફ સર્વોપરિ સ્નેહ ન્હોતો, એટલા માટે જ તે કવિ નથી એમ હુ કહુ છું.

"બન્ધુઓ, **કલાપીનુ** હૃદય એટલુ શુદ્ધ હતું, એટલુ સરળ હતુ, એમા એટલા બધા ગુણો હતા કે જેનો આપણને ખ્યાલ સુદ્ધાં ન આવી શકે.

છેવટે, હુ આપને **કલાપીનુ** "હમારા રાહ" નુ કાવ્ય સભળાવુ છુ – જેમા આપ કલાપીનું જીવન જોઈ શકશો. **તેના રાહ** આવા છે – અને જે **આપણા બધાના હોવા** જોઇએ

* * * *

( જ્ઞાનસુધા, ઇ. સ. ૧૯૦૯ ) कान्त.

કવિતા વિષે અને કવિ વિષે **શ્રી કલાપીના** અને **શ્રી કાન્તના** વિચારો આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આ ઉપરાન્ત, **શ્રી કલાપીએ** "**પ્રિયા કવિતાને**" તથા **સ્વતન્ત્ર કાવ્યો** લખ્યાં છે, તે ઉપર પણ અમે વાચકનુ ધ્યાન ખેચીએ છીએ

**શ્રી કલાપી કવિ નથી, છતાં, કવિ કરતાં તેઓશ્રી અલબત્ત, વધારે છે.** સ્વ **કાન્તના** આ વિચારો સાથે અમે, બેલાશક, સંમત છીએ; તો પણ, **શ્રી કલાપી** ઉપરનાં બન્ને કાવ્યોમાં, **કવિતાને પોતાની "પ્રિયા"** કહે છે, તે પણ વિચારવા યોગ્ય છે, એમ અમે વાચકને સૂચવીએ છીએ.

પોતે ગર્ભયોગી એટલે જન્મસિદ્ધ મહાત્મા સન્ત પુરુષ હતા, એમ તેઓ શ્રીનો પ્રત્યક્ષ પરિચય પામેલા **"મસ્ત કવિ" સ્વ.** ત્રિભુવન પ્રેમશંકરના શ્રી **"કલાપી-વિરહ"** ઉપરથી પણ આપણને સ્પષ્ટ થાય છે. **મસ્ત કવિ શ્રી કલાપી મહારાજનો** વિરહ પુકારે છે :—

"હું દુહાગી ફકીર શાહેનશાહ સુરસિંહનો;
"રેડું રોજ રુધિર આંગેઆંગ પુકારતો.

* * * *

"જનમ જનમ રહ એહ, સુરચરણને સેવવાં;
"પડી જાવ છો દેહ, દિલથી દેશું વંદના.

* * * *

"મહેમાન રાજહંસ એક દિન થઇ ગયો;
"પ્રસારી પ્રેમધર્મ પંખી ચાલતો થયો.

"સુંદર પુનિત દૃષ્ટિ એણે એવી તો કરી;
"હમારૂં ચમન તે દિનોથી સહુ ગયું ફરી.

"તે દિનોથી આભલાંની માળ ગઇ ઉડી;
"જાગી રહી છે દિવ્ય રોશની હમેશની.

* * * *

"અલખ સુરદરબાર ચિત્તવૃત્તિ નવ સંચરે;
"બંધ થયેલાં બાર કેમ કરૂં કહે ઉઘડે!

અલખ નિરંજન આવો, મ્હારા દાતા! દીપક કરો રે જી.

* * *

"નજરે તરે રે, નકલંક નજરે તરે,
"નેણાંભર નજરે તરે,
"મ્હારો અબધૂત નકલંક નજરે તરે એ જી. ટેક.

"પૃથ્વીના આ પડ મહીં રે, અનંત પરે,
"તીવ્ર ગતિએ તારલો એનો એ અટન કરે;
"મ્હારો અવધૂત નકલંક નજરે તરે એ જી.

"રસરૂપ થઇને રેલતો રે સરવગ સરિતા ભરે,
"મેઘાડમ્બરમા એ વહી ઝરમર મોતીડા ઝરે,
"મ્હારો અવધૂત નકલંક નજરે તરે એ જી."

શ્રી કલાપી મહારાજના અંગત પરિચયમાં આવેલા પોતાના સ્નેહી રા રા. રૂપશંકરભાઇ (સચિત્ર) શ્રી કલાપીના સાક્ષરજીવનમાં વાસ્તવિક જ કહે છે કે :—

( "કલાપીના આંતર – સંસ્કાર સિવાય કલાપીની વ્યાવહારિક સ્થિતિ કોઇ રીતે અસાધારણ ન હતી છતા પચ્ચીસ વર્ષની ટૂંકી વયમા – અને તેમા પણ બચપણના અને શાળાના અભ્યાસના સોળ સત્તર વર્ષ બાદ કરતા, માત્ર સાત આઠ વર્ષમાં એમણે લગભગ પંદર હજાર પંક્તિ ઉત્તમ પ્રકારના કાવ્યની અને તે સિવાય મ્હોટા પ્રમાણમા ગદ્ય – લેખો સર્વોત્કૃષ્ટ ભાવના પ્રેરે તેવા અને બ્રહ્માંડના પરમ રહસ્યને રસિક અને આકર્ષક શૈલીથી બોધનારા લખ્યા, એ થોડી આશ્ચર્યની વાત નથી !!! પરંતુ એથી પણ વિશેષ આશ્ચર્ય તો એ છે કે :— આત્મનિરીક્ષણની એક પણ તક જવા ન દેતા અને એ સત્ય – ભાવનાઓનો સ્વાનુભવ કરતાં કરતા છેવટ એવી સ્થિતિએ એ આવી પહોચ્યા હતા કે, જો એઓ પોતાના નિર્ણયનો અમલ કરવાને વધારે વખત રહ્યા હત તો. એક અત્યુત્તમ દૃષ્ટાન્ત અને સિદ્ધાન્ત દુનિયાને આપી જાત એમ હુ તો ખાતરીપૂર્વક માનું છું. એમનુ સાધુજીવન મ્હારી દૃષ્ટિ આગળ તર્યા કરે છે ")

પૂર્વે પ્રસિદ્ધ થયેલી [1] કલાપીની બધી કવિતા ઉપરાન્ત બીજી પણ કેટલીક કવિતા તેઓ શ્રીની સ્વહસ્ત-લિખિત નોટબુકોમાથી પ્રાપ્ત થઇ છે આમાંની ઘણીક તો પોતે તેમ જ મર્હુમ પ્રૉ મણિલાલે, સ્વ જટિલે તેમ જ સ્વ. કાન્તે પ્રસિદ્ધિ યોગ્ય ગણી નથી અને તેના પર તેવી નિશાનીઓ કરેલી છે. "ફકીરી હાલ" ની પહેલાંની આવી કવિતા પણ અહીં ઉતારીએ છીએ :—

૧ કાશ્મીરનુ સ્વપ્ન, ૨ કાશ્મીરમાં વિયોગ,

૩ બીડી અને બીડીનો પીનાર,
૪ સુષુપ્ત પ્રિયાનું દર્શન,
૫ પ્રીતિની રીતિ,
૬ ખુશી દુનિયા ફકીરીમેં.

---

## ૧ – કાશ્મીરનું સ્વપ્ન

---

શાર્દૂલવિક્રીડિત

ક્યાંઇ છે ખુબ ઘીટ ઝાડ વનનાં ઝાઝાં ફૂલોથી ભર્યાં,
વેલીના નવરંગથી લટકતાં સારાં પરોળાં ધર્યાં;
ક્યાંઈ છે તુટીને પડેલ ભુંખરાં પાનો વિના ઝાડવાં,
જોગીનો ધરી વેષ ભેખ લઈને, જાણે બિચારાં પડ્યાં.

ક્યાંઈ છે સુઘરી તણા લટકતા માળા નદીની પરે,
નીચે મોર કળા કરે પ્રિય કને લીલા ગલીચા પરે;
ક્યાંઈ છે ફરતાં યૂથો ગજ તણાં ભાંગે ઘણી ડાળીને,
તેઓનાં બચલાં રમે જલ વિષે માતા કને દોડીને.

છે ક્યાંઈ અતિ ઘોર ગંભીર ગુફા, કાળી ઘટા ઝાડની,
કાળી તે દિસતી છવાઈ જઇને અંધારી છે તે ઘણી;
વ્હે છે જોસ ભરી નદી અહિં તહિં, નાળાં પડ્યાં વિખરી,
કુંજોમાં ઝરણાં વહે ખળકતાં, છોળો ઉડે પાણીની.

જ્યાં છે એવી નદી ઘણી, બરફના ઝાઝા જ્યહાં ડુંગરા,
એવો કાશ્મીર દેશ છોડી દઇને જાઉં હવે હું ક્યહાં?

---

## ૨ – કાશ્મીરમાં વિયોગ

મનહર

વાદળો જળે ભરેલો આવી વીંટ્યા ડુંગરોને,
કોતરોની માંહીથી પાણી વહે છે તે થકી;
વાદળું વિયોગનું ભર્યું આ આવ્યું મન પર,
અશ્રુધારા વહે દિનરાત ચક્ષુ માંહીથી.

વિજળીનો કડેડાટ તોડી પાડે શિખરોને,
વિરહનો માર છેદે હૃદયના મર્મને,
વૃક્ષના ઘસારા થકી પર્વતોમાં આગ બળે,
શશાંક સમીર થકી દિલ ખાખ થાય છે.

છરેરા ને ખીણ બધાં છાઈ ગયાં ઘાસ વડે,
ઝૂકી રહી હાર, ઝાડ, વેલી પર પુષ્પની;
કામથી રોમાંચ વાર વાર થાય શરીરમાં,
થર થર ધ્રુજે દેહ મદનપીડા થકી.

બરફના કણ ઘણા ચોટી રહ્યા ટોચ પર,
જીગરમાં પડયા કાણાં મનોજના શરથી;
દિસતો સૂરજ નથી, અંધકારમાં વ્યાપી ગયો,
જીવ કેમ જતો નથી શરીરની મહીંથી?

અને, આ એક બીજો મનહર છન્દ :—

## ૩ – બીડી અને બીડીનો પીનાર

કસ્તુરી ખવાય ત્યારે મારી ગુણકારી ખરી,
અગરને બાળવાથી સુગંધ તે આપે છે,
ગુલાબનું શરબત શાન્ત કરે પીવા થકી,
અત્તર તો માત્ર ચોળવામાં ઉપયોગી છે,

જન્મ્યા પછી જોઇ લેજો ખુબી એક **બીડી** તણી !
સુવર્ણના ચુરા જેવી તમાકુની હોય જે ;
કસ્તુરી અગર અને અત્તર શરબત પણ
**બીડી** બળવાન પાસ બળહીન થાય છે.

એ તો બડબડું હું છું **બીડી**નો પીનાર બન્દો !
કાગળનું ઊંબાડીઊં **બીડી** કોઇ પીશો **ના !**
ગળાને ગંધાળું કરે, ગડાકુનો દેવતા છે,
ધુમાડાના બાચકા છે, **બીડી** કોઈ **પીશો મા.**



## ✓ ૪ – સુષુપ્ત પ્રિયાનું દર્શન

**મનહર**

સુંદર આ સેજ માંહી, પુષ્પના પરાગ માંહી,
વસંતના જેવી પ્રિયા મ્હારી આજ દિસે છે;
✓ સુતેલી છે બાલા લાલ, કોમલ છે ગાત્ર ઢીલાં,
ચંદ્ર જેવો શીત ચ્હેરો શતાં હસી રહ્યો છે.

સ્તનો મંદ મંદ હલે, શ્વાસની સુગંધી સાથ,
✓ તલાવ તરંગ જેવું કૃશોદર ઝુલે છે;
સર્પના સમૂહ જેવા વાળ આમતેમ હલે,
પવનના જેવું વસ્ત્ર દૂર દૂર ઉડે છે.

કદલીનાં વન જેવાં નિશ્ચલ ઉરૂની વચ્ચે,
✓ જલ ફર ફર જેવી પાટલી પડેલી છે;
લાલ ગાલ ગુલ્લ પર ચાંડલો ખસી પડેલો,
કપાસનું કુંકુમ તો ભુંસાઇ ગયેલું છે.

✓ ઘટ જલધર જેવા નિતંબની પાસ નાની,
કટિ શ્રમસુરતથી શ્રાંત થઇ પઠી છે;
દ્યુતિના દમામવાળી હસ્તલતા પ્યારી, સારી
ધડકતી છાતી મ્હારી ઉપરે પડેલી છે.

પ્યારી પ્રેમવાળી પ્રાણુ, વીંટેલી છે પ્રેમશ્રેણી,
ચુંબનને ઇચ્છતી આ આંખ એની બંધ છે;
અંગુલી અધર પર, ઓષ્ઠ જરા ઉંચો રહ્યો,
રામા વ્હાલી સુની સુતી "પ્રભુ, પ્રભુ" જપે છે.

---

## ૫ – પ્રીતિની રીતિ

---

સોરઠ

ધન, તન દેતાં નવ ડગવું, ભાઈ, મનને વિચારીને ધરવું,
ચંદન વૃક્ષને વ્યાલ વિંટાયા, સાચવી તેને લેવું.
રત્ન પથ્થર કુંદનને કથીરમાં રત્ન કુંદનથી જડવું,
કરી કસોટી કરવી ખરીદી, પાછળ ના પસ્તાવું.
ધન, તન દેતા૦
પ્રીતરીત તે પ્રેમી પિછાને, સાગરે મોતી સમાણું,
જો દીધું દિલ કોઇને પ્રેમે, તેને તો નિજનું ગણવું,
એક જ રંગ નિભાવવો નિત્યે, નવરંગી નવ થાવું.
ધન, તન દેતા૦

---

આ એક ઉર્દૂ ગઝલ :—

## ૬–ખુશી દુનિયા ફકીરીમે

---

અગર કાયમ રહે જો દિલ, ખુશી દુનિયા ફકીરીમેં;
કભૂ હોવે ન રંજોગમ, ખુશી દુનિયા ફકીરીમે! અગર૦

નહીં કિસીસેં કછુ લેના, નહી કિસીસે કછુ દેના,
ખુદા દિલમે રહે હરદમ, ખુશી દુનિયા ફકીરીમે! અગર૦

નહી મે–મેં! નહી તે–તેં–નહી કોઇ ન હજા તે તે–
હવે વો–વો અયે આદમ! ખુશી દુનિયા ફકીરીમે! અગર૦

લગાઇ ખાક કયા તનમે, નહીં જો ઇશ્ક હે મનમેં!
અગર કાયમ રહે જો દિલ, ખુશી દુનિયા ફકીરામેં! અગર૦

---

ઇ. સ. ૧૮૯૩ માં ત્રોટક વૃત્તમાં આવી ચાર લીટીઓ પણ લખાયલી છેઃ—

— ૭ —

કવિતા સરિતા ! વહતી વહતી
કણથી કણથી ઉર આ ભરજે.
કવિતા સરિતા ! રડતી રડતી
ચડજે, વસજે, હૃદયે હૃદયે.

કુસુદીભૃંગની એક બીજી કવિતા પણ એ જ વૃત્તમાં અને એ જ દિવસોમાં લખાયલી છેઃ—

## ૮ – કુસુદીભૃંગ

તોટક

લટકે મટકે ભટકો ભમરા !
લટુડાં મટુડાં કરજે ભમરા !
વિધિની મરજી દમવા, ભમરા !
તું ભમજે, તુજ કોઇ નથી હો !

ફુલડાં ભટકી દશબાર ભમ્યો !
કરમાઈ ગયાં તવ છોડી ગયો !
તુજ પ્યાર ઘડી પણ ના વિરમ્યો !
પ્રેમની આશ ન રાખ હવે તું !

પલમાં નવરંગ કરે, ભમરા !
ગજબી ઠગ તું બગલો ભમરા !
તુજ કાળજડું કપટી ભમરા !
ચર્ણ છ છે, ખર દોઢ ખરો તું !

હઠ જા, ભમરા ! પટકું, ભમરા !
મુજ પ્રાણ રહ્યા લટકી નભમાં !
તુજ પ્રેમ વૃથા ભરવો મુજમાં !
સ્નેહની રીતિ ન જાણુ કદિ તું !

મુજ ચાંદલિયો ઉગશે, ભમરા !
તુજ પાય પડું, ખસ હો ! ભમરા !
મુજ નેત્ર ન દાબ અરે ! ભમરા !
જો નભમાં નકટા ન ભમાતું !

ગભરૂ કુમુદી શશીને ગણજે !
તુજ કાર નથી મુજ પ્યાર પરે !
મુજ કાર નથી મુજ પ્યાર પરે !
તું ભટકે ત્યમ હું લટકું છું !

અંગ્રેજ કવિ **કીટ્સ**, જેનું શ્રી **કલાપીની** પેઠે ભરયુવાવસ્થામાં જ દેહાવસાન થયેલું, તેની પણ The Happy Insensibility **નામની** એક કવિતા ઉપરથી **શ્રી કલાપીએ** ઈ. સ. ૧૮૯૩ માં આ પ્રમાણે કવિતા લખેલી છે:—

## ૯ – સુખમય અજ્ઞાન

શિખરિણી

મહા સુખી – સુખી – પરમ સુખિયું તું તરુ, અરે !
શિયાળાની રાત્રિ યદપિ તુજને ઘેરતી રહે !
ન શાખા ત્હારીને પૂરવ સુખનું ભાન કંઈ રે !
વસંતે ખીલેલી દુઃખદ સ્થિતિમાં આજ પડી છે.

ભલેને વાતો ઉત્તર પવન સુસ્વાટ કરતો,
ભલેને હીમોનો સિતમગર વર્ષાદ પડતો,
અરે ! તોએ વૃક્ષો ! સહુ સમયમાં ખૂબ ખીલશો,
પ્રભુના વ્હાલા તો પરમ સુખી છો એમ ગણજે.

વળી સુખી સુખી ભમતી વિરહિણી ય સરિતા,
દિસે તું આનંદી ગરમી શરદીમાં સમ સદા,
મહા કાળી રાત્રિ સરવ ગમ સંહાર કરતી,
તદાપિ ખોયેલી ઝળહળિત કાંતિ ન સ્મરતી.

અહો ! બેઠી છે શું બચૂસય આચ્છાદન ધરી,
સુખી હોજે બાપુ નજર મમ ત્હારા પર ઠરી;
મનુષ્યોને તો આ પરમ સુખ માગ્યું નહીં મળે,
ઘણાંએ પીડાએ જરિક જ દશા અંતર થયે.

**પ્રોષિતભર્તૃકાની પણ આ કવિતા ઇ. સ. ૧૮૯૩ માં જ લખાયલી છેઃ–**

---

## ૧૦ – પ્રોષિતભર્તૃકા

---

શાર્દૂલવિક્રીડિત

જો જો ! જાય વહ્યો નદી જલ સમો આ કાળ શોકે ભર્યો !
આયું વાયુ સમું ઉડી ઝપટમાં આ જાય, વ્હાલા ! અહો !
હૈયું આ ઘટમાળના ઘટ સમું આશા ભરી ઢોળતું !
સૂકે અંબુજ મેઘથી રવિ વિના આ દેહતું તે થયું !

માનું મોહ જ પ્રેમ છે, પણ નહીં હૈયું હઠીલું તજે !
એ તો સાંકળ સ્નેહથી, દૃઢ થઇ ઝૂરી મરે છે, અરે !
'રે' જે, પ્રાણપ્રિયા ! સુખી' કહીં મને આશા દઈને ગયા,
એ તો ઠીક કર્યું, પિયુ ! પણ હવે દ્હાડા નથી વીતતા.

સારું, નાથ ! લખો મ્હને, હૃદયથી દાસી વિસારી જ શું ?
હૈયું કોમળ આપનું કઠિન આ મ્હારે નસીબે કર્યું ! ? ?
વ્હીલું મ્હોં મુજ દેખતાં ગુરુજનો તેથી બને આકળા,
કોને વાત કરૂં ? રહું ક્યમ કરી ? દુઃખો ભર્યાં દિલમાં.

બાળા ક્યાં ! નથી બોલતી ! ઝટ કહે માડી ! ભલા ક્યાં ગયા ?
બાપુડું રડતું કરે ઠણકલાં, તેની ધરો હો દયા !
નીમાણું ગભરૂ, અરે ! ટળવળી જોયું ન તે જાય રે !
કાલા બોલ કરે મ્હને મૃતસમી ઓડું થઇ દેહ છે !"

સુજ આંદલિયો ઉગશે, ભમરા !
તુજ પાય પડું, ખસ હો ! ભમરા !
મુજ નેત્ર ન દાબ અરે ! ભમરા !
જો નભમાં નક્ષત્ર ન ભમાતું !

ગભરૂ કુમુદી શશીને મણજે !
તુજ કાર નથી મુજ પ્યાર પરે !
મુજ કાર નથી મુજ પ્યાર પરે !
તુ ભટકે ત્યમ હું લટકું છું !

અંગ્રેજ કવિ કીટસ, જેનું શ્રી કલાપીની પેઠે ભરયુવાવસ્થામાં જ દેહાવસાન થયેલું, તેની પણ The Happy Insensibility નામની એક કવિતા ઉપરથી શ્રી કલાપીએ ઇ. સ. ૧૮૯૩ માં આ પ્રમાણે કવિતા લખેલી છે:—

## ૯ – સુખમય અજ્ઞાન

શિખરિણી

મહા સુખી – સુખી – પરમ સુખિયું તું તરુ, અરે !
શિયાળાની રાત્રિ યદપિ તુજને ઘેરતી રહે !
ન શાખા ત્હારીને પૂરવ સુખનું ભાન કંઈ રે !
વસંતે ખોયેલી દુઃખદ સ્થિતિમાં આજ પડી છે.

ભલેને વાતો ઉત્તર પવન સુસ્વાટ કરતો,
ભલેને હીમોનો સિતમગર વર્ષાદ પડતો;
અરે ! તેએ વૃક્ષો ! મધુ સમયમાં ખૂબ ખીલશો,
પ્રભુનાં વ્હાલાં તો પરમ સુખી છો એમ ગણજો.

વળી સુખી સુખી ભમતી વિરહિણી ય સરિતા,
દિસે તું આનંદી ગરમી શરદીમાં સમ સદા;
મહા કાળી રાત્રિ સઘવ ગમ સંહાર કરતી,
તદાપિ ખોયેલી ઝળહળિત કાન્તિ ન સ્મરતી.

અહો ! બેઠી છે શું બચૂમય આચ્છાદન ધરી,
સુખી હોજે બાપુ નજર મમ ત્હારા પર ઠરી;
મનુષ્યોને તો આ પરમ સુખ માગ્યું નહીં મળે,
ઘણાંએ પીડાએ જરિક જ દશા અંતર થયે.

પ્રોષિતભર્તૃકાની પણ આ કવિતા ઇ. સ. ૧૮૯૩ માં જ લખાયલી છેઃ–

---

## ૧૦ – પ્રોષિતભર્તૃકા

---

શાર્દૂલવિક્રીડિત

જો જો ! જાય વહ્યો નદી જલ સમો આ કાળ શોકે ભર્યો !
આયું વાયુ સમું ઉડી ઝપટમાં આ જાય, વ્હાલા ! અહો !
હૈયું આ ઘટમાળના ઘટ સમું આશા ભરી ઢોળતું !
સૂકે અંબુજ મેઘથી રવિ વિના આ દેહનું તે થયું !

માનું મોહ જ પ્રેમ છે, પણ નહીં હૈયું હઠીલું તજે !
એ તો સાંકળ સ્નેહથી, દૃઢ થઇ ઝૂરી મરે છે, અરે !
'રે જે, પ્રાણપ્રિયા ! સુખી' કહીં મને આશા દઇને ગયા,
એ તો ઠીક કર્યું, પિયુ ! પણ હવે દ્હાડા નથી વીતતા.

સાચું, નાથ ! લખો મ્હને, હૃદયથી દાસી વિસારી જ શું ?
હૈયું કોમળ આપનું કઠિન આ મ્હારે નસીબે કર્યું ! ? ?
વ્હીલું મ્હોં મુજ દેખતાં ગુરુજનો તેથી બને આકળા,
કોને વાત કરું ? રડું ક્યમ કરી ? દૂમો ભર્યો દિલમાં.

બાળા ક્યાં ! નથી બોલતી ! ઝટ કહે માડી ! ભલા ક્યાં ગયા ?
બાપુડું રડતું કરે ઠણુકલાં, તેની ધરો હો દયા !
નીમાણું ગભરુ, અરે ! ટળવળે જોયું ન તે જાય રે !
કાલા બોલ કરે મ્હને મૃતસમી ઓડું થઇ દેહ છે !"

મંદાક્રાંતા

બોલી બાલા, જીવત બનીને, મ્હેલની બારીએ તે
બેઠી ઢીલી હૃદય ફુંજતા ઉપરે હાથ દાબી,
હા – હા ... વ્હાલા! ત્રુટક લવતી, ભાંગ જાણે પીધેલી!
સ્વેદે ભીની લથડી પડીને ચેતના સર્વ ભૂલી.

ન્હાની હોડી સરજલપરે ચાલતી જેમ હીંચે,
વાતો જાણે શમ જલપરે ડોલતું કાંઇ એક
મૂર્છા પામી રસઉદધિમાં તેમ તે હીંચકે છે,
હાંફે, તાણે શરીર સઘળું, મ્હોં થયું ગાભરું છે.

ઉપેન્દ્રવજ્રા

ઊઠી ઉભી તે નિજ આંખ ચોળે,
નમયું દેખે અકળાઇ ત્યારે
પછી ઉઠી ને લથડી પડી તે,
વળી ઉઠી ને નભમાં જુએ છે.

માલિની

ચમક ચમક દોડે વીજળી વાદળામાં,
ઘર ઘર ઘર ઘોરે આભ્રમાં મેઘ કાળો,
તડ તડ તડ વર્ષે બિંદુ મોટાં નભેથી,
ઘુઘુઘુઘુ ઘુઘવે છે એક વ્હેળું વહેતું.

ઉપેન્દ્રવજ્રા

"હતું વિચાર્યું, સુખમાં રહેશું
થયું ન ધાર્યું! વિધિએ શું ધાર્યું?!
અરે! અરેરે! હૃદયે ન ફાટશું!"
લવી, મુકીને, મુખથી બગાસું.

---

૧૮૯૫ માં **મિસીસ બ્રાઉનિંગના** A Valediction ઉપરથી એક કવિતા આ પ્રમાણે લખી છે —

## ૧૬ – છેલ્લી સલામ

હરિગીત

પ્રભુ પાસ, પ્યારા, તુજ રહે! પ્રભુ પાસ, પ્યારા, તુજ રહે!
નહિ તો, અરેરે! એકલો તુજ મ્હાં ફરી ઉત્તર ભણી,
તું પ્હાડ ને જંગલ મહીં ક્યાં વનવને ભટકી રહે?
તનહા વળી હું આથડું વેરાનમાં તુજ શોધમાં —

તે વ્યર્થ દિલની વેદના ને વ્યર્થ હું ભટકું, અરે!
પ્હોંચી શકું નહીં હું ત્હને, રખડી શકું નહીં થાકથી,
તોએ ભલા રડતાં અને મરતાં તને શીખવી શકું:—
"પ્રભુ પાસ, વ્હાલા! રાખજે! પ્રભુ પાસ, વ્હાલા રાખજે!"

શિખવી શકું હું આ ત્હને? શિખવી શકું હું શું ત્હને?
જો હું કહું 'દક્ષિણ તરફ' કે વામ બાજુ તું જજે—
દીક્ષા નકામી એ થશે, મમ ધૂળમાં શબ્દો જશે;
મુજ બુદ્ધિ, રે! રે! બાપડી તે શું તને શિખવી શકે?

જો હું કહું દક્ષિણ તરફ તો વામ બાજુએ જશે,
જો સાંભળે તું શબ્દ મ્હારા તો નકી દુખિયો થશે;
રુચશે મ્હને જે દીવડો તુજ માર્ગ સૂચવવા ત્હને,
તે કોયલાવત્ ભાસશે તુજ નેત્રને, વ્હાલા સખે!

હું માત્ર તુજને દઈ શકું આશિષ, ઓ વ્હાલા! અરે!
"પ્રભુ શીખવે તુજને સખે! પ્રભુ શીખવે તુજને, સખે!"
આશિષ તુજને દઈ શકું? આશિષ હું શું દઈ શકું?
મમ આંસુડાં ગળતાં રહે, તે તો બધી આશિષ છે.

એ કેમ સૂકાવી શકું? એ કેમ સૂકાવી શકું?
તુજ કાજ હાર બનાવવા મુજ બાગમાં ફુલડાં નથી;
મ્હારી ભલાઇ નયન ત્હારામાં ઘુરાઇ થઈ વસી;
ક્ષોભ તુજને આપશે અક્ષોભતા આ દિલ તણી

મમ હૃદયની મૃદુતા તને કાંટો થઇને લાગતી,
મમ શપથ પ્રેમની ગ્રથિનો પણ કેમ તોડયો તૂટશે?
આશિષ દઇ હું ના શકું! હુ તો ત્હને ચાહી શકું!
"આશિષ, પ્યારા, દે પ્રભુ! આશિષ તુને દે પ્રભુ!

ચાહી શકુ શું હું ત્હને? શુ હું ત્હને ચાહી શકુ?
પ્યારા અરે! પ્યારા અરે! શું પ્રેમ જેવુ આ હશે—
કે મૃત્યુવત્ કૈં આકૃતો તુજ મસ્તકે ઘૂમી રહી,
ને એકલી રડતી રહુ રે! સર્વ સાધનહીણ હુ!

મુજ પ્રેમચુંબનની નીચે કડવાં ભર્યાં છે આંસુડાં,
ને હાહ મ્હોડાથી ભરી મમ સ્વપ્ન જેવી કલ્પના:
અભદ્ર જે ચારે દિશે તુજને વીંટાઇ છે ગયું,
તે અતિજ્ઞા મમ પ્રેમની છેદી શકે નહિ! દૂર તું!

તુજ જાય છે જીવ જે દુખે, તે હું કશું જાણું નહીં!
મુજ જાય છે જીવ જે દુખે, તે તુ કશુ જાણું નહી!
મરી હુ શકું! મરી હું શકું! ચાહી શકું નહીં હુ ત્હને!
"વ્હાલા! ત્હને ચાહે પ્રભુ! ચાહે પ્રભુ! વ્હાલા! ત્હને!"

---

આ ઉદ્‌ગારો પણ ઇ. સ. ૧૮૯૫ ના અરસાના છે

૧૨. મુર્દા આશક—ગઝલ.
૧૩: આધુનિક પ્રેમ—ગઝલ



## ૧૨ – મુર્દાઆશક

---

આં પહોચ્યો અંજામનો પ્યાલો, અયે દિલબર!
ઇઝરાલ! રહમ લાવી ઘડીભર સબૂર કર.

માશકને, સાકી! તુ દે પેગામ મ્હારો એ—
"દિલારાયે મુર્દા આશકનો તુ ખબર લે.

શીરીન ત્હારા લબની લિજ્જત દે ભલા આખર !
હુસ્ન ! ત્હારા ગાલ છેલ્લે રાખ સીના પર.

હા હા ! મ્હને તે યાદ છે, તુજ ઝુલ્ફની ખુશ્બો ;
ઘૂમી રહ્યો આ કાનમાં તુજ ગુફ્તનો પડઘો.

પરિંદા ઝૂંટી જશે આ બાઝ જુલ્મગર,
રહેલત સાઝ કર બેનાલે ખતમ કર.

રકમ આ અન્દામનો ઝબે થશે, મહેબૂબ !
ભટકશે ગમગીન આ બેહોશ મ્હારૂં નૂર.

ઇશ્કના આ બાગમાં કો ગુલ નથી બેખાર,
અયે સનમ ! તું બેરહમ કાં બની સિતમગાર ?

મોતી સમું તુંજ ચશ્મમાંથી અશ્રુ એક પાડ !
યાદ કર તું, યાદ કર મર્હૂમ ત્હારો યાર."

---

## ૧૩ – આધુનિક પ્રેમ

---

દુનિયામાં નથી પ્રીતિ, હતી કંઈ તે ગઇ ઉડી ;
રહી છે સ્વાર્થની વાતો, ગયો તે તો ગયો નાતો.

લાગ્યો સ્નેહને લૂણો, ઉઠયો છે પ્રેમમાં પૂળો ;
નથી વટ સ્નેહમાં ક્યાંઇ, નથી પ્રેમી હવે ટેકી.

હતો જે સ્નેહ હૈયામાં રહ્યો તે જીભમાં હાવાં,
હૃદય રોતાં ! હૃદય રોતાં ! હવે તે ક્યાં ? હવે તે ક્યાં ?

અરેરે ! પ્રેમ બાપુડા ! જગત છોડી ગયો તું ક્યાં ?
રહ્યું પ્રેમી હૃદય આ છે, વલે તેની બૂરી થાશે.

હૃદય ! દુઃખિયું રહે શાને ? જગત જેવું બની જાને !
રહેવા દે, સુહાવા દે, ન અડ તેને, તું ભોળું છું.

બધાં ગાંડાં તું ડાહ્યું તો, બધાં ડાહ્યાં તું ગાંડું હો !
થઇ ઘેલું તું થા ડાહ્યું, જવા દે પ્રેમ ત્હારો તું.

નાડી જો તું સ્વહસ્તે, દવા કર ત્હારી તુ પોતે;
ઔષધ તુ જ થા ત્હારૂં, ઔષધનો નિધિ છે તું.

કહે, વ્હાલા! કહે, પ્યારા! શાની છે ત્હને ઇચ્છા?
બળ ત્હારૂં કાં ભૂલી જા? કહે શું ન્યૂન છે અહીંયાં?

ચડે તું આભમાં ઊંચે, રવિનું તેજ જ્યાં ચળકે—
કરે આક્રન્દ કોકટ ત્યાં, નથી પ્રેમી પડ્યા નભમાં.

ઉડે છે એક પાંખે તું, પડે ઉડે પડે પાછું!
સાંધી તો ન સંધાઈ, હવે તું ઉડ મા, ભાઈ!

થવાનું તે જ થાશે હો! બન્યું ના તે બને ના હો!
રડે તો શું? રડે તો શું? ફાંફાં માર મિથ્યા તું.

---

આ બધા ઉદ્ગારો તો ઈ. સ. ૧૮૯૨–૯૩–૯૪ અને ૯૫ ના અરસાના છે, એટલે જાણે ઊગતી તરુણાવસ્થાના છે; પણ તેથી યે પહેલાં, હિન્દની મુસાફરીને પ્રસંગે ઈ. સ. ૧૮૯૧ ના ઑક્ટોબરની ૩ જી તારીખે, ગુજરાતના પાયતખ્ત અહમદાબાદની મુલાકાત લેતાં નીચેના સુન્દર અને ઉપયોગી વિચારો પોતે જણાવે છે:—

"ત્યાર પછી અમે મગનભાઈનું ગાલીચા અને લાકડાના કોતરણીકામનું કારખાનું જોવા ગયા. ગાલીચા ઘણા જ સારા બને છે અને તેઓને અમેરિકામાં મોકલી આપે છે. મ્હારા સાંભળવા પ્રમાણે, **આવું કામ આખી પૃથ્વીમાં બનતું નથી** કોતરણી કામ પણ અતિ ઉત્તમ છે. સાધારણ ગાલીચો રૂ ૧૧૫ માં વેચાય છે અને અમેરિકામાં ઘણી કિમ્મતે વેચાય છે. **અરે હિન્દુસ્થાન!** તું ઉદ્યોગ કર. કુદરતની કૃપાનો ઉપયોગ કર. બીજાની મદદ તરફ દૃષ્ટિ ન રાખી પોતાની મહેનત પર આધાર રાખતાં શિખ. જૂનું એ જ સારું, એ ભૂત મનમાંથી કાઢી નાખ. દુનિયા આગાડી વધે છે. તું કે જે એક વખત શિરોમણિ હતો, તેને આવી રીતે પાછળ નમાલા થઈ પડી રહેતાં શરમ નથી આવતી? જો તું થોડી મહેનત કરીશ તો કુદરત ત્હને પ્રમાણમાં વધારે ફળ આપવા તૈયાર છે. તો તું પણ કમ્મર કસી તૈયાર થઈ જા. ભાઈ, બ્હેનો, દીકરી, દીકરાને કામ કરતાં શિખવાડ

અને શીખ. જે ભાઈ અમદાવાદમાં જાઓ, તેમણે આ કારખાનું ખસૂસ જોવું અને જોઇને વિચારવું કે ઉદ્યોગનાં પરિણામ કેવાં છે! આ ગાલીચાના કારખાનામાં ૧૦ – ૧૧ વર્ષના છોકરાઓ કામ કરે છે. **મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા કરતાં છોકરાઓને આવાં કામ શિખવાડો.** આથી મ્હારૂં કહેવું એમ નથી કે વિદ્યા નકામી છે, પણ વિદ્યા મેળવ્યા પછી **ચાકરી જ કરવી એ વિચાર ખરાબ છે.** આ વિચારથી જ હિંદુસ્તાનમાં કોઇ સારો કારીગર નીકળતો નથી. * * * ”

આપણે જોઇ શકીએ છીએ કે **શ્રી કલાપીએ** આવિર્ભાવ પામતી તરુણાવસ્થામાં જે વિચારો દર્શાવ્યા છે, તે જ વિચારોને બરાબર એક જમાના પછી, **આજે તો આખો હિંદુસ્તાન દેશ પોતાના** વિચારો કરવા, **પોતે** સૂચવે છે તેમ, **‘ કમ્મર કસીને ’** મંડી રહ્યો છે. સૌ કોઈ જાણે છે તેમ, **શ્રી કલાપીના** આ વિચારો આખા દેશના હૃદયમાં અત્યારે તો ખરેખર દાખલ થઈ ચૂક્યા છે અને તેથી વિશેષ વિવેચન અનાવશ્યક છે. હવે **કવિતા** તરફ : —

ઇ. સ. ૧૮૯૬ ની : — ૧૪ – **પ્રેમીનું સ્મરણ**

૧૫ – **ભવિષ્ય અને શ્રદ્ધા**

તથા, ઇ. સ. ૧૮૯૭ ના જાન્યુઆરીની :—

૧૬ — **આશા**

એ જ વર્ષના ફેબ્રુઆરીની

૧૭ — **ભવિષ્યના કવિને**

અને, એ જ વર્ષના મે માસની

૧૮ — **દૂર છે !**

૧૯ — **ભવિષ્ય અને શ્રદ્ધા**

આ **ચાર કવિતા** આ ગ્રન્થમાં ઉમેરેલી છે. તે ઉપરાંત, આ ૪ વર્ષમાં લખાયલી નીચેની ૩ કવિતા પણ છે :—

**૨૦ — મહાબળેશ્વરને**
**૨૧ — તરુ અને હું**
**૨૨ — નિર્વેદ**

## ૨૦ – મહાબળેશ્વરને !

---

શાર્દૂલવિક્રીડિત

ત્હારી નીલમ કુંજ ઉપર સદા હોજો ઘટા મેઘની,
વૃષ્ટિથી તુજ ખેલ એ અમર હો, હોજો કૃપા ઈશની,
તે પંખી તુજ વાંસળી મધુરવી, જાણુ પરે ઝૂલજો,
સન્ધ્યા હાલરડું સદૈવ તુજને એ ગાઈ પોઢાડજો.

એ શેવાલભરી વિપુલ વિટપો હોજો સદા ફાલતી,
તેની તે કવિતા બજેલ ઉરને હોજો સદા ઠારતી;
હોજો અર્પતી કો નવીન ઝરણી કોઇ કવિના ઉરે,
મીઠું કાંઈ ભૂલેલ કો પ્રણયી તે તાજી સ્મૃતિમાં ગળે.

થાશે સર્વ સદૈવ એ મધુરતા ત્હારી મૃદુ હુંફમાં,
જેને જે કરવુ હતું કરી જશે કો અતની લ્હાણમાં,
હું મ્હારો પકડીશ રાહ-પ્રિય તું ! ત્હારા સમાર્ગે જજે,
ત્હારી એ સુરીલી મીઠાશ કરુણા તું રેડનારી હજે.

હું ના રોઈ શકું ત્હને ત્યજી જતા–છો આંસુ આ સૂકતું,
વ્હાલા સોબતીને ય અશ્રુથી વધુ અર્પી ન કાંઈ શકું,
નિશ્વાસો તુજ કાજ એક બસ છે છોડી ત્હને ચાલતા,
અશ્રુ માનવિમિત્ર કાજ નયને છો ગુપ્ત આજે રહ્યા.

---

## ૨૧ – તરુ અને હું



શિખરિણી

તરુ તે ઝૂલંતાં ગિરિ પર હતો હું નિરખતો,
બન્યાં નેત્રો મ્હારાં કંઇક દરદે ત્યાં ગળગળાં;
તરુ તો ઝૂલંતાં હજુ ય દિસતાં સૌ સુખ ભર્યાં,
નિસાસા આવા એ મુજ હૃદયનાં તો સુખ હર્યાં.

" તરુના જેવાં એ જનહૃદયને શું સુખ નહીં?
હશે શું દેવોને જનસુખ થકી ન્યૂન સુખડાં?
અગાડી જાતાં શું અધિક અધિકી છે વિષમતા?
ગયેલી વેળા શું મધુતર હતી આ સમયથી?"

જડાત્મા થાવાને મુજ જીગરમાં હોંશ ઉલટી,
અકારી ભાસી આ જનહૃદયની જ્ઞાનચિનગી;
ગયાં મ્હારાં નેત્રો જલમય થતાં કૈં વધુ વધુ,
અને ધીમે ધીમે હૃદય પર મૂર્ચ્છા પણ ઢળી.

ગયો જાણે જીવે ક્ષણ મહીં તજી આ શરીરને,
બન્યો જાણે કોઈ તરુ ઉપરનું બીજ ઉડતું;
પડ્યું ક્યાં એ, ઊગ્યું દ્રુમ પણ બને કાળ વહતાં,
મહેકંતો લાગ્યો વિટપ વિટપે મોર નવલો.

દ્રુમે સામે બીજે ઝુકી રહી હતી યૌવન દશા,
હતી તેની સાથે મુજ વિટપને બાથ ભરવી;
હતી ત્યાં મ્હારે આ નવીન રજ મ્હારી અપરવી,
હતી વિશ્રાંતિની ઉલટ ઉર છાયા લઈ દઈ.

" હતું કો કાળે હું જનહૃદયમાં વાસ વસતું,
કહી, રોઇ, ગાઈ, કંઈક દુઃખ ઓછું ય કરતું;"
સ્મૃતિ એવી તાજી હજી પણ રહી'તી હૃદયમાં,
હતાં મ્હારાં પર્ણો ખિલખિલ થતાં સૌ દરદમાં.

ન એ આવે પાસે, નવ પ્રિય કને હું જઇ શકું,
વહે વાયુ ઉંધો, નવ રજ સખીને દઇ શકું;
જનોના બંધો શા તુટી પણ શકે બંધ નવ આ,
વળી આ સ્થિતિમાં નહી જરી દશાનું પલટવું.

ગયા દ્હાડા વીતી, સ્મૃતિ પણ એ ગઇ ઝળકતી,
સહી એ સૌ જાતાં નવીન નવ ઇચ્છા પણ રહી;
રહી અંગે અંગે મુજ શરીરમાં વ્યાપ્ત જડતા
વહંતાં વર્ષોમાં કશી ય નવ ભાસે નવીનતા.

દિને કોઈ માથે ધડધડ થતી વિદ્યુત પડી,
ગઇ મૂર્ચ્છા, પાછું હૃદય પણ ત્યાં જાગ્રત થયું;
અહોહો! હું આવો ગતિમય થતાં માનવ ફરી,
પ્રભુની લીલાની ઉપકૃતિ તણું ગાયન કરૂં.

મ્હને તો ના ભાસી કશી ય જડતામાં મધુરતા,
પ્રભુની લીલાને નિરખી શકતી જ્ઞાનમયતા,
સહેતાં વ્હેતાં સૌ કઠિન કટુ સીમા ટપી જશો,
બને છે તે સર્વે ઉચિત બનતું સૌ નિરખશો.

---

## ૨૨ – નિર્વેદ

---

શિખરિણી

હવે મ્હારાં દર્દો રસમય અવાહી નવ બને,
ઉરે જાગી જામી પડ પર હજારો પડ ચડે,
અરે [1] નિ:શ્વાસો એ દખલ કરનારા થઇ રહ્યા,
હવે તૂટું તૂટું મુજ જીગરના થાય પડદા.

ગયા એ અશ્રુના મધુર સઘળા ભાવ શિશુના,
હતા તે ના ભાસે રુદન કરવાને સ્હૃદ સખા;
ન દેખ્યું સંસારે નયનજલ માટે સરલતા,
કરી દૃષ્ટિ નાખું [2] સહુ ગમ ભરી એ કલુષતા.

કસ્મિતો ગર્વિમાને મુજ હૃદયમે ના મમ રહ્યું ,
તહીં ગર્તામાં પૂરૂં પૂદિ પણ નથી અંતરૂ ઠર્યું ;
જમીની ભાષામાં અમૃતવિષનો ગંધ અસર્યો ,
ન શબ્દે કો ફૂલો કદિ પણ મળ્યો માર્દવ ભર્યો .

ન ભાવે ત્હારા ને ઉદધિ નહીં વા આ તરુ નહીં ,
ભરી ભાસે ત્યાં એ કપટ – ચતુરાઇ જન તણી !
ન કોઇ ઠેરે છે મૃદુ હૃદયની વાત સુણવા ,
ભરેલી છે વિશ્વે કઠિન સઘળે ગ્રામ્યમયતા .

ગયો આંહીં ને ત્યાં ગરલ નિજ નાખી સરપ કો ,
વિસામાને માટે જરી ય અપવાદે નવ ઠર્યો ;
નશા ઝેરીમાં આ જગત સઘળું છે લથડતું
ન અર્પીતું પૂરૂં – કંઇ કંઇ બધે ખાનગી રહ્યું .

મ્હને તે આ શાને રુધિર , નસ , અસ્થિમેય ઘડયો ? !
અરે ! એવામાં શું રુદન કરતો આ રસ કર્યો ?
ન જાણ્યું ક્યાં બેસું ? સમજણ નહીં , ક્યાં શિર ધરૂં ?
અરે રે ! ના જાણું કયમ , શું કરવું આ ઉર તણું ?

---

ઇ . સ . ૧૮૯૮ ની સાલમાં લખેલી કેટલીક કવિતા વાંચનારને નવી છે .

૨૩ — **ઊંઘ લે તું નીરાંતે**

૨૪ — **તું વિણ , મેઘલ વાજસુર !**

આ બે ઉપરાંત , નીચેની પણ **મહત્ત્વની** છે:—

૨૫ — **ખૂની વ્હાલા !**

૨૬ — **જુદાની મઝા**

૨૭ — **અસ્થિર મન .**

---

## ૨૫ – ખૂની વ્હાલા !

### શિખરિણી

ખૂની વ્હાલા ! ના ના કહીશ મુજને “ માફ કરજે , ”
ફરી આવી રીતે મુજ પદ મહીં તુ નમીશ ના ,
સખે ! આવી રીતે રડ નહીં ભુરાઇ નસીબની ,
હશે ત્હારા ભાગ્યે જખમ કરવો નિર્મિત થયો .

“ખૂની” ને “વ્હાલા” – એ સુખદ સૌ સંબોધન મ્હને ,
નથી હેતુ કૈં આ હૃદય ઠપકો એમ વદતાં ;
ખૂની તું થાતા તો વધુ પ્રિય ત્હને હું થઇ શકું ,
સખે ! એથી તો જરૂર વધતી કૈં નિકટતા .

મ્હને જે માર્યો તે જખમ તુજને શું નવ થયો ?
ખૂની માયાળુ એ નયન તુજ ભૂલી નવ હજુ ;
નકી હું જાણું છુ તુજ હૃદય જે ભાર વહતું ,
અને ત્યારે એ જે ઉર તુજ થયુ છેક ટૂકડા .

અરે ! જોને ! પ્યારા ! તુજ મુખ ફર્યું આમ સઘળું !
પડી મીઠે ઝ્હેરે સહન કરનારી કરચલી !
ભુલાવો દેનારૂં તુજ મુખ થયું આપ્ત જનને !
પિછાની તુને લે કમનસીબ તો આ જ નયનો !

પિછાની તુને લે ! કંઇ પણ નવાઈ નહિ જ એ ,
હતા મ્હારી સાથે પ્રભુ તરફના દિવ્ય સ્વપના ;
હતી ત્હારા અંગો સહુ ય ફરમાતા નિરખતી ,
વધુ હું જાણુ છું તુજ જીગરની લ્હાય તુજથી

સખે ! બાલાઓને પૂછીશ જગમાં હું ભમી ભમી –
“ ખૂની વ્હાલો તુંને હજુ સુધી મળ્યો કે નવ મળ્યો ? ”
મળ્યો જેને એ ના – પ્રણય પણ તેણે નવ દીઠો ,
ખૂની કેવું વ્હાલે – સમજી નવ એ વિશ્વ શકતું .

વને સીતાને તું જઈ પૂછ પ્રીતિ રામઉરની,
મઝા એ પૂછી જો જખમ કરતા ખંજર તણી;
અરે! ભોળા! ત્હારા ઝૂલમ મહીં જે માર્દવ ભર્યો –
અજાણી તેથી તો ભગિની તુજ આ ના રહી શકે.

અદા ત્હારી, બંધુ! ફરજ કરજે પૂર્ણ સઘળી,
સખે! જ્યાં વેચાયો તહીં તુજ હલાલી ભજવજે;
અરે! મ્હારા વ્હાલા! ફરજ તુજ જો એ જ હજુ એ,
રહી આ છાતી – જો! તુજ કર મહીં ખંજર રહ્યું.

ધટે આ મ્હોં સામે નહીં નહીં જરા યે નિરખવું,
નકી આનંદે હું સહન સઘળું એ કરી શકું;
સખે! ત્હારાં પેલાં મધુર સહુ એ ચુમ્બન હતાં,
પરંતુ, આ ત્હારૂં મધુતર મળ્યું ખંજર હવે.

ઉછેરી જે હાથે કુસુમકલીઓ જે મહકતી,
ચુંટી તે હાથે તે કુસુમકલી માળી લઇ શકે;
પરોવી માલા તે પ્રભુઉર તણી તું પણ, સખે!
અરે! ત્રોફી દેને મુજ શિર ઉપાડી શરીરથી.

અહો! યજ્ઞે! પ્યારા! બલિ થઈ શકયું તે અમર છે,
અને હોમી દેતાં પ્રભુકર મળી બાંય પકડે;
અહીં વ્હાલાંઓનો વધુ ન ઉપભોગે મધુર કો,
હસી હોમી દેને તુજ બલિ ઠર્યું હું અગર કો.

હશે ત્હારા ભાગ્યે જખમ કરવો નિર્મિત થયો,
અરે! ગા હું સાથે. ઉપકૃતિ હરિની મુજ ભણી;
કૃપા એની કે ના મુજ કર મહીં ખંજર ઠર્યું,
નકી બાલાઓનો પ્રભુ ય ઉપયોગે સમજતો.

વિધિની કીર્તિ તો જગત પર છે એવી જ બધે,
તહીં યોગ્યાયોગ્યે નની જ નકી કે થાય તુલના;
મ્હને તુંને ભાસે અઘટિત અને ક્રૂર સઘળું,
તહીંની તો, પ્યારા, જરૂર સહુ તે યોગ્ય કરુણા!

સખે ! આવી રીતે રડ નહીં ખુદાઈ નસીબની,
ઘટે આ રીતે ના જીવિત વહતાં કાયર થવું ;
અહીં તો એતી છે જરૂર ફલ તો ઉપર રહ્યાં,
સુખે ના રહેશું કાં ક્ષણિક સહુ આ તાઢ તડકા ?

ફરી આવી રીતે મુજ પદ મહીં તું નમીશ ના,
અરે ! સંભારી જો નમન તુજ તે તે દિવસનું ;
અહો ! એવી લ્હેરી મધુ સમયની અન્ય નવ કો,
સ્મૃતિ એ વેળાની જીવિત ધરવા શું બસ નહીં ?

હતાં કેવાં ગાત્રો ! તુજ સહુ ય આધીનમયતા,
સખે ! ચુમ્બીનાં એ તુજ નયન શાં યાચક હતાં !
હતું ત્હારૂં હૈયું પ્રથમ જ શીખ્યું પાદ નમવા !
હતી પેલી કેવી મધુર મગરૂરી ગળી જતી !

નથી ભૂલી મીઠા તુજ અધર પેલા ફરકતા,
નથી ભૂલી તે જે સમજણ પડી કંથની મને ;
અહો ! હું ભીરુ જે ચડી ગઇ હતી સ્વર્ગ દશમે –
નથી એ ભૂલી ને સ્મરણ તુજને ના કયમ દઉં ?

ખૂની વ્હાલા ! ના ના કહીશ તુજને "માફ કરજે",
નવી છે આ વેળા તુજ કર મહીં લાડ રમવા ;
રમાડી ત્યાં લેવી હજુ પણ રમાડી અહીં ય લે,
ફુલો ને ખડ્ગોમાં ફરક બહુ તો, બંધુ ! નવ છે.

---

### ૪ ૨૬ – ખુદાની મઝા !

ભલાઇ ને ખુબીથી, દબાવાનું લખ્યું જ્યારે –
ખુદાએ હાથમાં લીધી, કલમ શયતાનની ત્યારે !

બિચારાં ભીખ માગે તે, સદા એ ભીખ ન કૈં પામ્યાં ;
બધા ઝાલિમ ઉપર પુષ્પો સદા આરામનાં નામ્યાં !

મઝાઓ "આજ" ની લૂંટી ગયેલા છે ઝુલમગારો ;
ભલાંઓને મળી જૂઠી બધી એ "આવતી કાલો" !
ગુમાવી આજની મીઠી મઝા શી કાલના વ્યાજે ?
ખુદાની શાહુકારી એ વળી દેવાળિયાની છે !

અહીં હૂરી રૂપાળીને નઝરને ચોરવા નાખી ;
તહીંથી આંખ ઉઠાવા નહીં તાકાત પણ આપી !
છતાં એ દૃષ્ટિને માટે સજા દોઝખ તણી સ્થાપી ;
અને તાબે હમોને તો થવાનું ચૂપકી રાખી !

ખુવારીમાં અહીં આવ્યા : હમે માગ્યું હતું ક્યારે ?
ઉપાડી જાય છે ત્યાં એ હમારી માગણી ક્યાં છે ?
અરે ! આ આવવું શું ? ને જવું શું ? ને સજા શી આ ?
ખુદાને આ હામોમાં તે મદદની આમ શી આશા !

ભલાઇ આ હમારી કૈં નહીં આકાશનો ટેકો ;
બુરાઇથી ન યા ફીટે ખુદાઇ કારખાનું કો !
ભલાઇ ને બુરાઈ આ હમારી છેક છે ન્હાની ,
બુરાઇને હમે સ્હેતાં , ખુદાને બીક છે શાની ?

હમે આત્મા બગાડયો છે બુરાઇને સદા ઇચ્છી ;
મગર છૂપી જીગર માંહી ભલાઈનો રહ્યો વીંછી !
બુરાઈ આવડી ના ના ! ભલાઇમાં સદા સાંખ્યું ;
હવે એ શીખવું બાકી હમે તો મોતમાં રાખ્યું !

બુરાઇનું સદા ખંજર , ભલાઇની ઉપર દીઠું !
ન લેવાતું ! ન સ્હેવાતું ! ન પીવાતું કરી મીઠું !
ખુદા ! ત્હારી મજેદારી , બુરાઈ શીખવે આવી ,
ભલે તો એ હમારે યે શિખી શિખી સદા ગાવી !



## ૨૭ – અસ્થિર મન



મન સ્થિર કર્યું, ગાને, ધ્યાને, પ્રિયાવદને, વને,
મન સ્થિર કર્યું, તોયે જ્યાં ત્યાં કર્યું 'ન કર્યું' બને,
જગત પર તો કોઇ વ્હાલું સદા નવલું નહીં,
પ્રિય સહ છતાં હૈયું ધીમે પડે શ્રમની મહીં!

કુસુમરજ જ્યાં મોતીડાંમાં રવિ ઝુકતો ભરે,
ધવલ સરલા હંસી ગ્રીવા નમી ચળ આદરે,
નહીં જઇ સુણ્યાં હંસોને યે સુમાનસને જળે,
પણ સુખ તહીં નિશ્ચે સીધું ન વ્યોમ થકી ઢળે!

ગિરિવર રૂડો કૈલાસે હું ચડ્યો શશિકાન્તનો,
અરધ ઉમયા શમ્ભુજીના વિહાર મહીં ભળ્યો,
રુધિર પણ જ્યાં વ્હાલીનું એ ફરે પિયુઅંગમાં,
તહીં પણ રહ્યો ભાસે તે એ શશી સરખો કચહા!

વન વન ફરી ઉડી ઉડી મુસાફર કોકિલા,
મધુ સમયની પામી આજે ગુઆમ્રતણી લતા,
સહુ મન ગમ્યું પીતાં પીતાં નશો રસનો ચડ્યો,
પણ ટહુકતાં ચીડાતાં એ તૂટે સ્વર કેટલો!

સ્થિર નહીં અહીં જોઇ ક્યાં એ હજુ સરણી સુખી!
પલ પલ મહીં ફૂલે બાંધી છતાં પલટી જતી!
અરર! પલટે તેમાં તે શું મળે સુખ કોઇને?
સરખી પડતી ધારા ના ત્યાં બુઝે દવ કોઇ શે?

ખડખડ હસે તેને રોવું મળે અળખામણું!
ખળખળ રડે તેને અશ્રુ નથી સ્થિર સાંપડ્યું!
"પગ જરી ધરૂં! હોડીવાળા! ઉભું કર નાવને!"
જલ સ્થિર નહીં, નૌકા ક્યાંથી પછી સ્થિરતા ધરે?

**સ્થિરરસ** થવા ઘેલી નાચે અહીં કવિતા **બધી!**
**સ્થિરરસ** થવા **યોગી તાપે** અનેક **નવી** ધુણી;
**સ્થિરરસ** થવા વ્હાલાં પંખી, જનો, જડ, સૌ મથે,
પણ કદી રહ્યાં આ બ્રહ્માંડો! **નથી સ્થિરતા રસે.**

**સ્થિરરસ** થવા મ્હેં વ્હાલીના કપોલ જલે ભર્યા,
**સ્થિરરસ** થવા તેણે એ આ ઉરે જખમો કર્યા;
**સ્થિરરસ** થવા, વ્હાલાં! ઓહો! ચુકે નિજ વ્હાલને!
પણ ચપલતા યત્ને યત્ને વધ્યા જ વધ્યા કરે.

રસ મુજ જતો રાખી લેવા પ્રિયા ખડકો ચણે,
પણ ગરીબડો ઉંધો એ તો પ્રયોગ પડયો, અરે!
વહન વહતું – તેને રોકયે શિલા વચમાં ધરી,
જલ તુટી પડી તોફાને આ નદી ઉલટી ચડી!

સરલ વહતું વ્હેણું ત્યારે હતી તરુછાંય શી!
સરલ વહતાં ચોખ્ખી કેવી હતી જલઆરસી!
નહીં નહીં હવે સ્નાને આંહી કદી ય બની શકે!
જલ પર હવે રંગીલી એ ન ઝાંય તરી શકે!

અરર! પ્રિયની એ તો પેલી શિલા હિરલે જડી,
કમલ લઇને કુંણે હાથે સુઅશ્રુમથી ઘડી;
પણ વહનને તે એ તોડી જવું જ પડે નકી,
ઉપર **ઘન** ને નીચે સિંધુ: ઇલાજ કરશો નહીં!

**સ્થિરરસ** થવા **શ્રદ્ધા** શોધે સદા દગપૂર્ણતા,
**સ્થિરરસ** થવા **શ્રદ્ધા** માટે દગો ય કરે ક્ર્યાં;
**પ્રભુ** પર છતાં **શ્રદ્ધા**–દૃષ્ટિ ન પૂર્ણ પડે અને–
સહુ ચપલતા યત્ને યત્ને વધ્યા જ વધ્યા કરે!

તરુવર બધું કંપાવીને વહે અતિ લ્હેરકી,
પણ થડ જરા ઝુજે ત્યાં તો શિખા ઝુલતી બની;
તુજ નયનમાં એવા ભેદો બધા અમથા ભરે,
**સ્થિરરસ** થવા જ્યાં ત્યાં સર્વે સમાન મથ્યા કરે!

મધુર અધરે ગાલે પેલી કુમાસ મજા સમી,
સ્થિરરસ થવા તેને એ આ ઉરે ત્યજતી કરી!
મુજ ગુરુ કહે તે માર્ગે મ્હેં જરા પગલું ભર્યું,
સ્મિત ઉડી ગયું! રોવું ખોયું! છતાં સ્થિર શું થયું?!

નકી નકી ખરૂ આનન્દી છે ન અસ્થિરમાં કશું,
મુજ હૃદયના એ તો લાખા અનુભવથી કહું,
પણ સ્થિર થવા જેવું ભાસ્યું – તહીં પણ શું વળ્યું?
જીવનમય ને પાષાણોમા ફરી ભળવુ મળ્યુ!

પ્રણય વહેતો કોરે મૂકી બધા ઉપયોગ જ્યા –
વગર સમજ્યે જ્યા ચાલે છે દયામય આંસુડા!
ફરજ પણ જ્યા ટીંગાઇને જરી રમતે ચડે,
ઉપકૃતિ તણાં શીર્ષો નીચે જઈ પદમાં પડે!

ચમન મધુરો એ તો જો કે ભલે સ્થિર ના જરી,
પ્રિય ગુરુ! અહીં રૂહેવા દેને! વિરામ મળે જરી;
પણ – અરર! ત્યાં પેલી મ્હારી કલી કરમાય છે!
ઉઠ ઉઠ – ગુરુ! તૈયારી છે! છતાં, અટકાય છે!

જલ વિણ સૂકા નેત્રો થાશે, વિના સ્મિત મોં લુખાં –
પણ જઇ તહી લેવાના છે કયા સુખઝૂખમા?
મુજ હૃદયનો આહીં પૂરો વિહાર નથી થયો,
મુજ હૃદયને આ બાગેથી હજી રસ ના થયો!

અરર! નિરખે શાને હૈયા જહીં જઇ ના શકે!
રજ પણ – અરે! શાને જોવી વિહાર બહાર જે!
મધુર ફલ તું તોડી લે ને, ન દ્વેષ કશો મ્હને,
ફલ અમર છે, હુ આવુ છુ ન કાળ બહુ જશે.

રહી શકીશ તો રહેવું લાવા પ્રવાહપતિત છે,
પણ નવીન આ જોયું તેની કહીં ચિનગી જશે?
નવ મળી શકે તેની ઝાંખ કહીંથી ય થૈ પડે!
પછી રુધિરમા પોતાના એ જહાં તડફડ્યાં કરે!

જગત સઘળું ઉંચા સ્વરે સ્વૈરથી લવ્યું !
પણ, સ્થિર નહીં એકે વીણા, બધું બસુરૂં બન્યું !
બુલબુલ અહીં, આ કોકિલા, મયૂર તહીં લવે !
પણ સહુ ય એ ભાષા જાણે કંઇક છૂપું રડે !

મુજ ગુરુ અહીં, આ એ વ્હાલી ! તહીં સખી બાપડી !
મુજ શ્રવણ રેડે જૂદી બધાં નવી વાતડી !
પણ હૃદય તો મ્હારૂં જૂદા સિતાર મહીં ઝુમે !
પ્રાત નખ અને તારે નાદો જૂદા જ જૂદા ઘુમે !

ટમ ટમ થતી પેલી ઉભી નભે નવી, વાદળી,
રવિકિરણને પી જાતી ને નવીન મદે ભરી;
કટિ પર ધરે રંગીલી કો સુરંગની મેખલા,
ઝળહળ થતાં તાકે ખાતી વળી કંઈ હીંચકા !

જગત પર કૈં આવું આવું જરૂર બની શકે,
પણ રવિ જતાં કાળા રંગે નકી ભળવું પડે;
સ્થિર જરી ય કો રાતો પીળો સુરંગ રહે નહીં !
ત્યજી દઇ બધા રંગો બ્હારે જવાય વળી નહીં.

જહીં જહીં ઉભો ત્યાં રૂહેવાને સદા મન ચ્હાય છે,
પણ ધસડતા પૂરે ના કૈં પગો સ્થિર થાય છે;
મન સ્થિર કર્યું ગાને, ધ્યાને, પ્રિયા વદને, વને,
મન સ્થિર કર્યું તો યે જ્યાં ત્યાં કર્યું "ન કર્યું"—અને.

---

ઈ. સ. ૧૮૯૯ના અરસામાં લખેલી "સનમને સવાલ" નામની એક ન્હાનકડી ગઝલ ઉમેરેલી છે.

આ ઉપરાન્ત આ વર્ષમાં **નીચેની કવિતા** લખાયલી જડે છેઃ—

**૨૯ — મિત્ર પંખીને**
**૩૦ — વેચાઉં ક્યાં ?**
**૩૧ — આપની રહમ**

---

## ૨૯ – મિત્ર પંખીને

દ્રુતવિલંબિત

જગતમાં ઉપકાર કથાય ના,
શુભ ન ઇચ્છવું એ બદલા વિષે;
પણ અહીં ઉપચાર રતિ તણા –
વિહગ – કે ગૃહણી ય બની શકે.

વસંતતિલકા

ઝૂલે ન આજ તરુઓ. નથી લ્હેર વાતી,
તુને ય કાળ બહુ પિંજરમાં થયો છે;
છે શાન્તિ ! બાપુ ! તુજ પાંખ તુટેલમાં કે,
રે ! ચાલ ! પંખી ! તુજને વિટપે ઝુલાવું.

ઝૂલે ન આજ તરુઓ, નથી લ્હેર વાતી,
હું પાસ બેસી મુજ હસ્ત વતી ઝુલાવું;
શાખાથી તું ડગીશ ના ત્યમ હીચશે એ,
સ્વાતંત્ર્યની સ્થિતિ ત્હને સ્મરણે ચડાવું.

ઉપજાતિ

જો પિંજરે તેની સ્વતંત્રતા તો –
અરે ! રહી અન્ય જ હસ્ત માંહી,
જેવું જેવું માળી જ મોકલે ત્યાં,
ઉદ્યાનના નીર તણા પ્રવાહને.

જો પાંગળુ તેની સ્વતંત્રતા તો, –
અરે ! કહી અન્ય તણી દયામાં,
તોયે નથી પારધિહસ્તમાં તું,
પ્રભુ તણો ગા ઉપકાર એટલો.

ત્હારી, અરે ! આ પરતંત્રતાને
સ્વાતંત્ર્યથી, લે, અધિકી બનાવું,
માતા વતી બાલકના પદોને
જેવું બને ભૂષણ અર્પતે સમે.

ઇચ્છા ન ત્હારી સમજી શકું હું,
ત્હારાં દગો ભીરુ કહે ન કાંઇ;
કર્યો પ્રભુએ મુજ તે ગણીને,
તું તો રહે એ ઉપકાર ગાતું.

હું તો કરું છું મુજને રુચે તે,
ત્હને રુચ્યું તેમ સદૈવ જાણી;
ગોઠે ન ગોઠે પણ બાલકોને
જેવી ધરે છે પયને જનેતા.

કર્યો પ્રભુએ મુજ તે ગણીને,
તું તો રહે શીષ ઝુકાવતું એ;
ત્હને દિશાભાન કશું ય ના ના,
ક્યાં ક્યાં મ્હને જીવન તું બને છે.

દીધું બધું તે ગણવું લીધેલું,
મહાનતા એમ જ ચાલનારી;
સુગંધ પુષ્પેથી મળેલ માની,
પર્જન્ય ગર્જે ઉપકાર અર્પતાં.

વસંતતિલકા

પેલા પડેલ જખમે તુજ કંઠમાં શી
મીઠાશ ત્હેં વધુ મનોજ્ઞ કરી ભરી છે;
મ્હેકી રહેલ તરુ ચંદનના કબન્ધે,
કાઢે સુગંધ જ્યમ કાષ્ઠિકની કુહાડી.

પેલા પડેલ જખમે તુજ નેત્રમાં આ
કાંઈ નવીન જ ભર્યું, જગમાં નથી જે!
તે દૃષ્ટિ ના ઘુલઘુલોની, નહીં જનોની,
તે દૃષ્ટિ બીન હજુ કોઈ ગયું ન ગાઇ!

પેલા પડેલ જખમે તુજને કર્યું જે—
તે એ જ, જે જીવનહેતુ હું શોધતો'તો!
જે છે મળ્યું; અવરને કૈં અર્પવા તે
આ કાવ્યબીન લઈ આમ ફર્યો કરું છું.

બીજા વિહંગમ રહ્યાં બહુ ગીત ગાતા –
જેના સુઅંગ તરુભૂષણ ચારુ રંગે;
જેની ત્વરા, ચપલતા, રમણીયતામાં,
આનંદની છલક ને પ્રભુની કૃપા છે.

એવા વિહંગમ અનેક નિહાળતો હું,
સ્વચ્છંદતા વન તણી ઉર ધારતો હું,
તોયે ઠર્યું હૃદય આ તુજને જ જોતાં,
જોતાં જ કાંઇ ઉપકાર લવી ઉપાડ્યું.

વંશસ્થવિલ

ઉપાડતાં ત્યાં તુજ શી દશા હતી,
મીચેલ નેત્રો ચીરી પાંખડી હતી,
સુભીરુતા, કોમળતા કહી કદી,
હતો હું જોતો બસ સ્વપ્નમાં જ જે

વિહંગમે જે ન હજુ સુધી બન્યું,
હથેળીને એ તુજ ધીરવું નવું
તૃપાલુ વિશ્રંભ જલે ધરે, અને
ધરે સદા જેમ રવિથી પદ્મિની.

અરે! અરે! માનવીથી લવાયલું,
ધરી શક્યું માનવીને જ કેમ તું?
મધુપ જ્યાં ત્યાં પકડાય પદ્મમાં –
પરંતુ છે જાતિનું સામ્ય એ કંઈ.

ત્હને નહીં સામ્ય કશું જનો સહે,
જનો! અરે! પારધિ જ્યાં ઘણા રહે;
છતાં તું તો પારધિહસ્તમાં ય ત્યાં,
ત્હને દિસે – ધારત એ અધીનતા.

હતી નહીં ભીતિ કશી ત્હને ત્યહીં;
હિતેચ્છુ માન્યો પ્રથમે જ સ્પર્શતાં,
દયા જ જ્યાં ત્યાં જખમી જુવે સદા!
સાધુત્વ જોતું સઘળે જ સાધુતા.

અધીનતા દૈવ પરે નવી જ એ,
ત્હને, ઘટે! બાપુ! સુખો જ સાથમાં;
જહીં તહીં સામી જ ભાવના મળે—
સ્વર્ગે મળે છે જયમ મિત્ર મિત્રને.

વસંતતિલકા

ત્હારાં સુખોથી મુજ આ ઉપકાર ગાવો—
એ ક્યાંઇ એ ઘટિત ના! પ્રિય પંખી મ્હારા!
છે તું જ બીજ તુજ સૌ સુખનું સદૈવ!
છે ધાત્રી—વૃષ્ટિતણું કારણ જેમ સિંધુ.

છે તું જ બીજ તુજ આ ઉરનું ય, પંખી!
જે પામવું ઘટિત તે પ્રભુ દે ત્હને છે;
આ હસ્ત જેથી ડરી પંખી ઉડી જતાં સૌ,
તેનો પ્રભાવ નહીં કે તુજ ધીરવામાં.

પંપાળતાં કર શિખ્યો તુજ ધીરવાથી,
છે કોણ કલ્પતરુ પામી ન યાચવાને?
પંપાળવું, નિરખવું, ધરવો ય સ્નેહ—
એ દાન પામવું બધું તુજ પાસ ભાસે.

છે દર્દ કોઈ તુજ નેત્ર મહીં મળેલું—
જેવું સુધા શશી સહે સહુ કાળથી છે:
એ દર્દ જોઇ મુજ જીવન આ ઠરે છે:
વારિ ઠરે જયમ ચડી ઘટમાળ માંહીં.

એ દર્દ જોઈ નિજ શાંતિ મહીં મળેલું,
મ્હારૂં ધરે પશુશરીર ય દિવ્યતા કો:
રે! સ્પર્શતાં, નિરખતાં, સુણતાં ય, પંખી!
જે થાય તે કયમ કહું જગતંતુઓને!

ઉપજાતિ

મ્હને મળ્યો તું પ્રભુ બાલભાવે,
વાત્સલ્ય હુંમાં હરિ એ જ દેશે,
ભોક્તા વિના અર્ધ જ ભોજ્ય ભાવો,
નહીં જ દેતો પ્રભુ અર્ધ કાંઈ.

મ્હને મળ્યો તું પ્રભુ સખ્યભાવે,
તુંથી જ પામું સમ પ્રાણતાને;
તું એમ દે, એમ લીધા કરું હું,
ર્‌હે જીવતું, સાથ સદા રહું હું.

---

## ૩૦ – વેચાણ કયાં?

---

વેચાણ કયાં બીજે હવે, આવી અહીં? બોલો જરા!
બોલો જરા શાને તમારી આંખમાં ઇન્કાર આ?

બોલો વસીશું કયાં જઈ, છોડી તમારા મ્હેલને?
આકાશમાં ના, ના જહાંમાં, ના કબરમાં છે જગા!

આવું તમારી પાસ દૂરેથી ખરીદી સાંભળી,
ફ્હેનાર જૂઠા હોય તો, બીજે કહે છે રાહ કયાં?

આલમ ખરીદી છો બધી, પૂરી મુરાદો સૌ કરે;
આ ચાહનારાં સૌ તમારાં! એકલો શું હું જ ના?

દરબારમાં દાખલ કરી દરબારમાંથી શું કાઢશો?
જોઇ તમોને રૂબરૂ, દાવો ભુતો પૂજુ કયહાં?

આપો હુકમ, રજ તે જબાની આંખનો સુરમો કરું,
આવ્યો અહીં લેઈ ગુલામી બાદશાહી વેચવા.

ઉભો રહી અંગારમાં: એને હિના મ્હારી ગણું,
દાઝું જરી તો રોકશો ના પળ – ઘડી એ દ્વારમાં.

શાને ફજેતી આ કરાવો છો તમારા માલની?
વેચાઇ છું ચૂકયો, હરાજીમાં ઉતારો કાં ભલા?

જે જે તમારૂં, તે ઉપર ના હાથ મૂકે કોઇ એ:
શું ખલકના વેચાણમાં મ્હારી ખરીદી કયાંઇ ના?

મ્હો કાં ઝુકાવ્યું? ફેરવ્યું? કાં આંખ ના ઊંચી કરો?
છે બોલતાં એ શી શરમ? આ હુકમ, આપો છો રજા?

બોલો ! જવાનું તો કહું ! એ બે શુકન તો સાંભળું !
મિસ્કીનને એથી સબુરી ! શી બખીલી બોલતાં ?

બોલો નહીં ! હું ના ખસું ! છોને જમાના વીતતા !
વેચાણને માગી તમારા શી જમાનાની તમા ?

## ૩૧ – આપની રહેમ

મિટ્ટી હતો, તે આપનો બંદો બનાવ્યો – શી રહમ !
માગી ગુલામી આપની, બખ્શી મહોબ્બત શી રહમ !

આવ્યો અહીં છો દોસ્તદારીનો લઈ દાવો સરા !
બોસા દઇ ગાલે જગાડે નિંદમાંથી એ રહમ !

એવી કદમબોસી કરીને કાં લજાવો રોજ રોજ ?
છે દિલ્લગી પ્યારી મગર ક્યાં હું અને ક્યાં આ રહમ ?

મેંદી બનાવી આપ માટે, તે લગાવો છો મ્હને !
શાને જબરદસ્તી કરે આ પેર ધોવાને રહમ ?

આ આપને જોઈ લજાતાં બાગનાં મ્હારાં ગુલો ;
જે ખૂંચતાં કદમે ચડાવે તે શિરે માને રહમ !

હું ચૂમવા જાતો કદમ, ત્યાં આપ આવો ભેટવા !
ગુસ્સો કરું છું, આખરે, તો આપની હસતી રહમ !

ના પેર ચૂમ્યા આપના, ના પેરમાં : લોટ્યો જરા ;
પૂરી મુરાદો તો થવા દો !, માનશું તે એ રહમ !

ના માનતા તો ના કહું, જે જે બનાવો તે બનું :
તો એ કદમના ચાર બોસા આપશે શું ના રહમ !

હું જેમ આ ઘટતો ગયો, આપે બઢાવ્યો તેમ તેમ ;
જ્યાં જ્યાં પડ્યું ત્યાં ઝીલવા હાજર જડી છે આ રહમ !

મ્હારો સિતારો જોઇ આ, તીખા બન્યા છે દુશ્મનો :
ગાફેલ છું હું એ બન્યો, આ આપની જાણી રહમ !

યારી ન છૂપે આપની, છાની મહોબત ના રહે
જાણી ગઇ આલમ બધી, તે ના જવા દેજો રહમ !

આવો ચડાવી છે મૂક્યો આ આપનો આપે ગુલામ,
તો મહેરબાની ઉરવાયે ! એટલી માગુ રહમ !

જ્યા જ્યા ચડાવો ત્યા ચડુ છુ હાથ હાથે લેઇને,
એ હાથ છૂટી ના જવાને દમ બ દમ હોજો રહમ !

નીરની સાથે ચડે છે નીરના ખીલી ફુલો,
ના ઊતરાતુ નીર સાથે નીરને છાજે રહમ !

લાખો ગુન્હાઓમા છતા છુ આપનો ને આપથી,
લાજે જબા, માગુ છતાં – આબાદ હોજો આ રહમ !

---

ઈ. સ. ૧૯૦૦ ના વર્ષમાં તો પોતે છ મહિના જ ભૌતિક દેહમાં રહ્યા અને તે દરમ્યાન લખાયલી કવિતામા :—

૩૨ – શરાબનો ઈન્કાર

નામની ગઝલ, પોતાની જ લખેલી લાંબી ટીકા ફુટનોટમા આપીને આ ગ્રંથમાં અન્યત્ર પ્રસિદ્ધ કરી છે તે ઉપરાન્ત, આ છેલ્લા વર્ષમાં લખેલી નીચેની કવિતા પણ તેઓશ્રીએ લખેલી જાણે લગભગ છેલ્લી જ કવિતા જણાય છે :—

૩૩ – તમારી રાહ – ગઝલ

૩૪ – મ્હારી તુલસી – કાવ્ય

ઇ. સ ૧૮૯૭ માં લખેલુ હમીરજી ગોહેલ નામનું મહાકાવ્ય જે આ ગ્રંથમાં દાખલ કર્યું છે તેમા ચોથો સર્ગ તદ્દન જ નવીન છે, એટલું જ નહિ, પણ પ્રથમ સર્ગના મંગલાચરણમાં પણ આ પ્રસંગે ઉપલબ્ધ થયેલી

હસ્તલિખિત પંક્તિઓ પ્રમાણે **આ ગ્રન્થમાં ફેરફાર કર્યો છે. પહેલા સર્ગને** અન્તે પણ **શ્રી કલાપીએ** લખેલી થોડીક પંક્તિઓ પહેલવહેલી જ આ પ્રસંગે પ્રાપ્ત થઈ છે, અને વાંચનાર તે આનન્દથી **આ ગ્રન્થમાં** જોશે.

---

## ૬૩ – તમારી રાહ

થાક્યો તમારી રાહમાં ઊભો રહી હાવાં, સનમ !
રાહત ઉમેદીમાં હતી : જાતી ગણી હાવાં, સનમ !

પી કાફરોના હાથનું પાણી ઉગેલું ઘાસ, તે
મિટ્ટી ગણી અંગે વીંટાયું મૂળ નાખીને, સનમ !

પહાડો હતા, રેતી બન્યા : રેતી બની પહાડો ; અને –
આવી કબર સામે ઉભી : જાગી–ઉઠો ના કાં ? સનમ !

પાણી બની ઢોળાઉં છું, હું દમ બ દમ ગમને કુવે ;
અંધાર છે, લાચાર છું, સિંચો–હવે સિંચો, સનમ !

સાબૂત છે ના દોર આ, આવે, લગાવો મીણ તો,
ખેંચી ઉભા છે ખંજરો, આ દુશ્મનો નીચે, સનમ !

આંહી શરાબે નીર ભેળ્યું છે હમારા ઝાલિમે :
પીતાં ન ફાવે પ્યાસમાં, આ દમ લબે આવ્યો સનમ !

પીતાં ન ફાવે છે હવે, પીતો મઝાથી જે સદા ;
કાને તમારી સાંભળી મીઠી શરાબી છે, સનમ !

છીપી રહ્યાં છે પ્યાસને આ ઝાંઝવે લાખો અહીં ;
હું તો તમારૂં નીર સાચું શોધતાં પ્યાસો, સનમ !

છે પ્યાસ, છે ભૂખે, ઉપર બોજો જુદાઇનો વળી :
છે રાહ જોવી એકલાં, ક્યાં – ક્યાં સુધી હાવાં સનમ !

માફી તમારી છે બધે, જાણું અહીં યે ખૂબ છે ;
માફી પુકારો ને દઇ ઝીલી હવે લેજો, સનમ !

લાઝિમ બુરાઈ આ બધીને ચૂપકી, ખાવિંદ! છે;
તો યે ઉઠે છે ઉકળી ખૂને જીગર બૂમે, સનમ!

હુંથી થયું ના, ના થયું, યા ના થશે કાંઈ અહીં!
તકલીફ તો આખર હમારે ને તમારે છે, સનમ!

થાકી રહ્યો પૂરો અહીં, માફી હવે તો મોકલો;
છે માફ જો કરવું બધું, તો આજ ના શાને! સનમ!

---

**શ્રી કલાપીનાં સ્વહસ્તલિખિત દફતરો જોતાં એવું જણાય છે કે ઉપરની ગઝલ તેમ જ નીચેનું કાવ્ય, આ બે કવિતા પોતે ઇ. સ. ૧૯૦૦ ના મે-જુનમાં એટલે જાણે છેલ્લી લખેલી છે :—**

## ૩૪ – મ્હારી તુલસી

---

શિખરિણી

બધું ખોયું સાથે પ્રભુ તરફ જાતાં જગતનું,
જનારાંના જાતા કદિ પણ નથી હાથ પકડ્યા,
તરંગો સિંધુના સહુ ત્યજી જતા ઓટ સમયે,
થયાં તેવાં દૂરે ગુરુજન, સખા, સ્નેહી સઘળા.

બહુ હું ના રોયો, પરમ સુખ સ્વામી તણી કૃપા,
ન કિન્તુ સ્વામિનો સહચર બને સેવક કદી.
રવિથી પોષાતાં નયન રવિ સામે નવ ટકે,
સુણી ના વા કયાં યે ગરુડ સહ મૈત્રી શુક તણી.

વધે છે વેલી તે જરૂર સહુ વૃદ્ધિ પ્રભુ તણી,
છતાં, કાંક્ષા તેને સલિલ, તરુ, માળી, પૃથિવીની;
વધે આ આત્મા તે જરૂર સહુ વૃદ્ધિ પ્રભુ તણી,
છતાં, હું જેવાની મુજ હૃદયને સોબત ઠરી.

મન્દાક્રાન્તા

વારિતીરે હરિત તૃણમાં લોટતી કો મૃગીને –
પાડી આવી નિજ રુધિરના બાલની જેમ પીડે,

ગોવાળીમાં પ્રભુ તણી મ્હને તેમ અશ્રુ ભરીને
યાદી આવે પરિચિત બધાં દૂરનાં એ મુખોની.
છોડી ચાલ્યાં ફરી અહીં હવે આવવા ના કહે તે,
જૂદાં જૂદાં નવીન મળતાં જીવ ના ત્યાં ઠરે છે:
ઉછેરાયો – ફલ ફુલ ફુટ્યાં – રોપ જે સ્થાન માંહી,
ખેંચી તેનું સ્થલ પલટતાં પોષતાં યે સૂકાતો.

વસંતતિલકા

**સ્વામી** સમાન અતિ દિવ્ય નહીં સહાતું,
જૂદાં નવાં જનથી ના ઉર શાંત થાતું;
કાંઈ નવું નયન તોપણ શોધતું'તું
**સ્વામી** કને હૃદય સોબત યાચતું'તું.

ઈચ્છયું પરંતુ નવ પંખી મૃદુ પળાય,
સ્વાતંત્ર્ય પિંજર મહીં કયમ તે રખાય?
છે આજ જીવ મુજ દેહ મહીં પુરાયો,
ના હું યે પિંજર તણા દુઃખથી અજાણ્યો.

ઉપજાતિ

સ્નેહે ઉછેરી તુલસી પછી મ્હેં –
વાદી^પી^ હતી એ મુજ દ્વાર પાસે;
પિતાગૃહે જેમ વધે કુમારિકા,
તે તેમ નિત્યે વધતી જતી'તી.

વાચા વિનાની નિજ બાળકીને,
મુખે ધરે છે જયમ દૂધ **માતા**:
ગળેલ પાણી લઈ તેમ તેહને,
હું નિત્ય સંભાળથી પોષતો'તો.

રુચે ન તેને કરતો હું દૂર તે,
તેને રુચ્યું દૂરથી લાવી દેતો:
નિહાળી તેને મુજ ઉર જાણતું –
તેને રુચ્યું આ અથવા રુચ્યું ના.

વંટોળ ગ્રીષ્મે કદિ ઊડતો'તો,
તેનો છુપો સાદ સુણી જતો હું;

કુણા શિશુગાલ સમાન પર્ણને,
ખખેરતો ને જલ છાંટતો હું.

સૂર્યોદયે એ ઉડતી હતી ને
સૂર્યાસ્ત થાતા ઝટ પોઢતી'તી,
લૂ લાગતા કલાન્ત કદી થતી ને
સદા નહીં તો સુખપૂર્ણ ઝૂલતી.

મ્હારૂં હતુ બાળક દૂર પારણે,
તેના સુંવાળા કર શી લતાઓ
નવી નવી નિત્ય ફુટી ફુટીને
ક્યારા મહી નાચી ફરી રહેતી.

દૂરે હતું બાળક એ સમાન,
મ્હારૂ, ખરે! બાળક એ બની'તી,
"આ માત્ર છે રોપ, વને ઉગે તે",
એ હૃ ય સ્નેહે વિસરી ગયો'તો.

મ્હને નવી સોબત આપવાને –
બોલાવતી તે કંઈ બાળકોને;
નિર્દોષ એ બાળક સાથ હું ત્યા –
ક્યારા કને નિત્ય સુખી થતો'તો.

ગ્રીષ્મે ઝરે ઝાકળ શીત રાતે,
તે કેમ? ક્યાંથી? ન કશું જણાયે,
તેવી કૃપા ઈશ તણી વહંતી,
તેણે મ્હને સોબત આ ધરી'તી.

મ્હે જ્યારથી એ તુલસી ઉછેરી,
શ્રદ્ધા બની નૂતન કંઈ રસાળી;
વિયોગથી નેત્ર સુક્યા હતાં તે,
આશા સ્મૃતિમાં સુખસિક્ત રહેતાં.

વસંતતિલકા

મ્હારે પરંતુ પરગામ જવું ઠર્યું'તુ,
હું તો ગયો, ન વિસરી તુલસી ગયો 'તો;

સ્નેહી હતો કદિ, હતો હજુ જે પડોશી,
તેને કહી તુલસીના જલનું ગયો'તો.

ધાત્રી કને શિશુ ત્યજી જ્યમ માત જાતી:
ચિંતા ધરી હૃદયમાં ત્યમ હું ગયો'તો;
"કોને ગમે ન તરુને જલ સિંચવાનું –"
વિશ્વાસ એમ ધરી હું સુખમાં રહ્યો 'તો.

મ્હારો પડોશી પણ સ્વામી તણો વિરોધી,
મ્હારો વિરોધી વળી એ વિસરી ગયો હું,
મ્હારી હતી તુલસી સ્વામી તણી હતી એ;
તેથી ન તે કરથી બિંદુ કદી ય પામી.

રે! વ્યાધિ દુષ્ટ જ્યમ કો ગ્રહીને પિતાને –
તેની જ સંતતિ પરે ઉતરી પડે છે,
શત્રુત્વ તેમ જ પડોશી તણું, અરે! અરે! એ
મ્હારી ગરીબ તુલસી પર ઊતર્યું 'તું

ઉપજાતિ

આવ્યો ફરી હું મુજ દ્વાર પાસે,
મરી હતી એ તુલસી બિચારી;
બહુ દિનો મ્હેં પછી નીર સિંચ્યું,
બની ન નીલી કદિ એ ફરીથી.

---

આ પ્રમાણે, ૩૪ કવિતા આ આખા ગ્રન્થમાં (આગલી) **નવીન આવૃત્તિપ્રસંગે** ઉમેરાયા છે: પહેલાં **૨૧૫** કવિતા હતી, અત્યારે **બધી મળીને** આ ગ્રન્થમાં **૨૪૯** કવિતા છે. કેટલીએક હસ્તલિખિત અસલ **નોટબુકો** આ ગ્રન્થ છપાઇ રહ્યા પછી પ્રાપ્ત થવાથી એ કવિતાઓ આ **આમુખમાં** વિસ્તારથી ઉતારી છે, કે જેથી **શ્રી કલાપીની** કોઈ પણ **કવિતા અપ્રસિદ્ધ રહે નહિ.**

કાવ્યો પરત્વે, વાંચનારને કહેવા યોગ્ય ભાળતો બનતા સુધી બધી કહેવાનો **માર્ગદર્શક ટીકામાં** પ્રયત્ન કરવામાં આવ્યો છે. અહીં એ વિષે પ્રસ્તાર કરવો યોગ્ય નથી.

શબ્દકોષ બનતા સુધી સવિસ્તર આપ્યો છે

**સંશોધનનાં** અને **માર્ગદર્શક ટીકાનાં સાધનો** માટે, જેમ **શ્રી કલાપીના મિત્રોએ**, તેમ **શ્રી કલાપીના પૌત્ર સંસ્થાન લાઠીના** માનવન્ત ઠાકોર સાહેબ **શ્રી** પ્રહ્લાદસિંહજીએ તેમ જ **સમસ્ત લાઠી રાજકુટુમ્બે** સદ્‌ભાવપૂર્વક **સાહાય્ય** કરી છે એ પણ **સ્નેહ** અને ઉપકાર સાથે અહીં નોંધતાં સંતોષ થાય છે.

આ અદ્‌ભુત ગ્રન્થ વિષે થોડુંક કહીને હવે ઉપસંહાર કરીશું **શ્રી કલાપીની** ભારતીનુ શિક્ષણ જ એ છે કે **અસ્ખલિત અને ઘનીભૂત પ્રેમ (Concentrated Love)** **જ** પરમાત્મરૂપ જ્યોતિસ્વરૂપનો જનક છે; અને **આ ગ્રન્થ એવા જ પ્રેમધર્મનું આધ્યાત્મિક શાસ્ત્ર છે, અજબ મન્ત્રદ્રષ્ટા છે.**

। શાસ્ત્રીય પરિભાષામાં બોલીએ તો .—

" ફ્કીરી હાલ "– સૌથી પહેલી ગઝલ આ ગ્રંથનું બીજક છે.

" હમારા રાહ " આ ગ્રન્થની શક્તિ છે :

" ઇશ્કનો બન્દો " તથા " હમારી પિછાન " આ ગ્રન્થનો કીલક છે :

અને, रसो वै सः એ આ ગ્રન્થનો સ્વાનુભવસાક્ષાત્કાર અથવા फलप्राप्ति છે.

ભાવાર્થ કે, પોતાના ન્હાના " હું " નો **પરમાત્મારૂપી** વિરાટ્ હુંમાં પૂર્ણ વિલય કરવાનો **પ્રેમધર્મનો રસપ્રપૂર્ણ માર્ગ** તીવ્ર અને આર્દ્ર **મુમુક્ષુને આ ગ્રન્થમાંથી** અવશ્ય જ જડે છે, કેમકે,

॥ यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ ॐ ॥

શ્રી સાગરાશ્રમ,
ચિત્રાલ, તા. પાદરા;
(વડોદરા).
૧૦ : જુન ૧૯૩૧.

सागर

॥ ॐ ॥

# दैवी मोरलाने

ઓ મોર ! મોંઘા મૂલના ! ટહુકી ગયો મીઠું !
અફ્સોસ ! રે ! અફ્સોસ ! મ્હારે એક પળ મોડું થયું !
ઓ મોર ! ૦

ત્હારા હૃદયના ગાનનાં પ્રતિબિમ્બ આ દેખાય છે :
પ્રત્યક્ષ પણ ગાતાં સુણ્યો ના તેથી દિલ દુભાય છે !
ઓ મોર ! ૦

રોતાં અને ગાતાં તુંને, આ આંખથી જોયો નહીં !
અફ્સોસ ! આ કર્ણે તુંને, પ્રિય ! ટુહૂકતો સુણ્યો નહીં !
ઓ મોર ! ૦

સૂકી સૂકી આ ભૂમિમાં, રેડી ગયો શી આર્દ્રતા !
લૂખાં લૂખાં હૃદયો હમારાં સ્નેહરસભીનાં કર્યાં !
ઓ મોર ! ૦

તુજ ગાન ગંભીરતાભર્યું, લઈ જાય જન સુરસૃષ્ટિમાં :
જડતા કરી દૂર દૈવી અંજન આંજતું સનુદષ્ટિમાં !
ઓ મોર ! ૦

તુજ ગાન દિવ્ય વિરામ્યું ને હું ઉંડાણમાંથી નીકળ્યો :
આવું છું – આવું : ત્યાં ય તો, અનન્તમાં ઊડી ગયો !
ઓ મોર ! ૦

સંકેલી ત્હેં ત્હારી કળા ! ને આવવું મ્હારૂં થયું :
તુજ ગાનના પડઘા સુણ્યા ! સુખ ના દીઠું તે ના દીઠું !
ઓ મોર ! ૦

ઈ. સ. ૧૯૦૭. }  सागर .

# કલાપી

( શ્રી કલાપી જયન્તી પ્રસંગે ૧૯૦૩માં રૂજ. દાન્તે લખેલો લેખ )

**મહાશય અધ્યક્ષ સાહેબ, ગૃહસ્થો, બન્ધુઓ,**

આજ આપણી ગરવી ગુજરાતના રાજકવિ કલાપીની **જન્મતિથિ** છે. **કલાપી** તે કાઠિયાવાડમાં આવેલા **લાઠી** સંસ્થાનના સ્વર્ગવાસી ઠાકોર સાહેબ સુરસિંહજી. તેઓ **૧૮૭૪ના ફેબ્રુઆરીની ૨૬મી** તારીખે જન્મ્યા હતા, અને **૧૯૦૦ના જુનની ૧૦મીએ** સ્વર્ગવાસી થયા.

૧૮૮૨ ના **જુન**ની ૨૨મીએ તેઓ **રાજકોટ**ની **રાજકુમાર** કૉલેજમાં દાખલ થયેલા. મિ. **ચેસ્ટર મેકનોટન** તે વખતે પ્રિન્સિપાલ હતા. ૧૮૯૧ ના **ઓગસ્ટની** ૧૪ મીએ તેમણે કૉલેજ છોડી તે પહેલાં ૧૮૮૯ના ડિસેમ્બરની ૧લી તારીખે તેમના કચ્છ — રોહા અને કોટડા એ બે **સંસ્થાનની** રાજકન્યાઓ સાથે લગ્ન થયેલા. પાછળથી એક પત્રમાં **કલાપી**એ લખ્યું છે કે '—

"**લગ્ન** થયા પણ મ્હને મ્હારા અભ્યાસમાં નડતર ને અરુચિકર હતાં."

૧૮૯૧ ના **ઑકટોબર**ની ૧ લીએ સુરસિંહ હિંદુસ્તાનની મુસાફરીએ નિકળ્યા. ૧૮૯૨ ના જાન્યુઆરીની ૨૨મીએ જગન્નાથપુરીથી "પ્રિય માસ્તર સાહેબ જોશીજી" ઉપર લખેલો એક વિસ્તીર્ણ અને સુન્દર પત્ર — પાછળથી "કાશ્મીરનો પ્રવાસ અથવા **સ્વર્ગનું** સ્વપ્ન" એ નામે પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયેલો છે. ૧૮૯૨ ના મેની ૨૨ મીએ તેઓ મુસાફરી પૂરી કરી પાછા આવેલા.

૧૮૯૨ ના **ઑકટોબરની** ૧૫ મીએ "ફકીરી હાલ" એ નામથી એ જ સાલના નવેમ્બરના 'સુદર્શન'માં પ્રસિદ્ધ થયેલી ગઝલી લખાઈ ગુજરાતની ગરીબ થયેલી વાડીમાં **કલાપીની કેકા** સંભળાવી શરૂ થઈ, જે કલાપીના સ્વર્ગારોહણની સાથે જ વિરામ પામેલી છે

૧૮૯૮ ના જુલાઈની ૧૧ મી તારીખે તેમણે શોભના સાથે લગ્ન કરેલું. * * *

એ જ સાલના જાન્યુઆરીની ૧૪ મી તારીખે એક પત્રમાં કલાપી લખે છે :—

"કવિતા ! મ્હારી કવિતાને કવિતા કહેતો નથી. હું કવિ છું એવું હું માની જ શકયો નથી. ફરીથી કહેવા દો, કે મિલ્ટન કે શેકસ્પિયર હિંદુસ્તાનમાં હમણાં નથી, અને બહુ કાલ સુધી આવવાના નથી. અહીં કોકને "કવિ" કહેતાં તે શબ્દને હલકો કરવા જેવું છે; અને એ પણ શું નથી થઇ ગયું ? આપણે હમણાં જેને "કવિ" કહીએ છીએ તેને 'Poet' કહી શકીશું ? મ્હને વિચારો ગોઠવતાં આવડતું નથી, મ્હારા જીવનમાં કલા નથી, માત્ર લાગણીઓ છે; અને મ્હારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઇ લખું તે મ્હને જ આનંદ આપી શકે તેવું એ થતું નથી. હું શેલી કે શેકસપિયર વાંચતો હોઉં છું ત્યારે ઘણી વખત મન થઇ જાય છે, જાણે મ્હારી કવિતાને – એ કાગળોને બાળી નાખું. વળી સ્વાનુભવરસિક કવિમાં અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી. જે વ્યષ્ટિને બરાબર ગાઇ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી ? એક જ ચાવી બધે લાગી રહી છે."

૧૮૯૮ ના એપ્રિલની ૧૭ મીએ ગોપનાથથી કલાપીએ સ્વીડનબોર્ગના "સ્નેહવિશ્વ" ઉપર એક વિસ્તીર્ણ પત્ર લખેલો, જે પાછળથી 'એક જિજ્ઞાસુ'ની સહીથી પ્રસિદ્ધ થયેલો છે. એ લેખમાં કલાપી કબૂલ કરે છે, કે "શ્રદ્ધા કારણોમાંથી નહિ, પણ કારણો શ્રદ્ધામાંથી આવે છે." પણ એ પત્રમાં ધર્મ અને સ્નેહ સંબંધી જે વિચારો દર્શાવાયા છે, તે ઉપર ઘણું કહેવાની જરૂર છે; જો કે આ પ્રસંગે તે કહેવાને મને અવકાશ નથી.

સંવત ૧૯૫૩ ના વૈશાખ – જ્યેષ્ઠના "ચન્દ્ર"માં "કાન્તનો દિનચર્યા લેખ" એ નામનો એક ઈંગ્લિશ નવલનો ન્હાનો સરખો અનુવાદ પ્રસિદ્ધ થયેલો છે, તે ઘણું કરીને કલાપીનો છેલ્લો મહત્ત્વનો લેખ છે. એ લેખમાં તે લખે છે :—

"પોતાનું મરે અને પારકાનું મરે એમાં દુનિયા ભેદથી રડે છે. દુનિયાની બહાર ગયેલું કોઇ એ ભેદથી છૂટી જાય છે. કલાવીર – કલા

અને દયાળુ દયામા ગળી પડે છે, ત્યા કોને 'પારકું' - 'પોતાનું' હોય ? જે બાલા હમણાં ઉઠી ગઇ, તેમા પ્રભુએ તેવી દયા મૂકી હતી. એવા જીવને બધા ચાહે છે પણ એવા જીવને એવો બીજો જીવ કેવું ચાહે છે ? તે કાન્તને પૂછો અત્યારે."

* * * *

કલાપી સનમનો શોધક છે. તેની કેકામા પ્રાપ્તિનો ઉલ્લાસ નથી, પણ સાચી પ્રીતિનો આવેશ છે. તે ગાય છે —

"પેદા થયો છુ ઢુંઢવા તૂને, સનમ !
"ઉમ્મર ગુઝારી ઢુંઢતા તૂને, સનમ !"

અને તરત તે અફસોસ કરે છે —

"છે દુશ્મનો લાખો ભુલાવા ગહને,
"દુશ્મન બનાવી યાર અજાયો સનમ !"

ઓ પ્રભુ, ત્હારા તરફના રાહને ભુલાવવાને લાખો દુશ્મનો છે, અને હું એ દુશ્મનોને યાર બનાવી અંજાયો !

"ગફલત મહીં હૂં, ઝાલીમો કાબીલ એ.
"જૂદાઈ યારોની મઝા એને, સનમ !"

ઓ પ્રભુ, હુ ગફલતમાં, અને એ દુષ્ટો પ્રવીણ ત્હારાથી મ્હારી જુદાઇ – તમામ યારોની જુદાઇ – એમને તો મઝા !

"જે રાહદારીમાં અમોને લૂંટતું,
"ઉમેદ બર આવો નહીં એની, સનમ !"

ઓ પ્રભુ, અમને માર્ગે ચાલતા લૂટે છે તેની અમને લૂંટવાની ઉમેદ સફલ ન થાઓ !

ગૃહસ્થો, આ ભવ્ય ગઝલો સાભળતા આપને લાગશે કે "કલાપીને સંબોધન"મા તેના નીચે રહેલા બન્ધુએ કશી અતિશયોક્તિ કરેલી નથી.

ભાવનગર,
તા. ૩ ૭. ૦૩.

कान्त

# श्री कलापीने शिवापांजलि

---

સંવત્સર અગ્યાર ! આજ કાલમી વાતને !
પણ ના વીતી રાત, એની યાદી – સુરસિંહ !

'બાપુ' મીઠો બોલ, કોને કહી બોલાવિયે ?
'હોંકારો' અણુમોલ દેશે કો ? ઓ – સુરસિંહ !

'બાપુ' કહેતાં બાથ ભરી, ઉઠીને ભેટતા,
આપે હૈયા સાથ, કો ? વિણુ વ્હાલા સુરસિંહ !

'ભાઇ' ભળતું વેણુ, તુજ મ્હોં મીઠું, મલકતું;
સંભારી એ કેણુ, કૈંક રૂવે છે સુરસિંહ !

વયમાં ન્હાનો બાળ, વૃદ્ધ બની રહ્યો, બાપલા !
છવ્વિશ વર્ષે કાળ, કીધો : સાધુ – સુરસિંહ !

છપ્પનીઓ દુષ્કાળ આવ્યો – વિત્યો – સર્વને;
અમને પૂરી ઝાળ આપી ચાલ્યા – સુરસિંહ !

મનમાં કૈંને હામ, મળવા માટે રહી ગઇ !
રહ્યા વિમાસી આમ: 'સાગર' સરખા – સુરસિંહ !

રોતાં રાખ્યાં આમ : પરણી, ઘરણી, બાળને,
ગુરૂ પાછળ પારાયાણ, વિરહ સહ્યો ના-સુરસિંહ !

વ્હાલી વસ્તી કાજ, આંસુડાં બહુ ખેરતો,
રોતા રાખી આજ, ઉડી ચાલ્યો – સુરસિંહ !

ઘેલી થઇ ગુજરાત, વાણી ત્હારી સાંભળી;
રડતી આંસુધાર : સંભારીને – સુરસિંહ !

પ્રેમીનો દિલદાર, વિસામો વ્હાલાં તણો,
દુઃખિઆંનો આધાર : સાચો સાયર – સુરસિંહ !

વીરા ! જગની વાટ, વસમી વેળા કૈંકની
સરલ થઇ ગયો સાથ : ત્હારી સાથે – સુરસિં

'મ્હાવું,' 'મ્હેવું' એક : ભેદ ગણી ભૂલ્યા ન
પણ ત્હેં તો રાખી ટેક સાચો સાથી – સુરસિં

"ધન, યૌવન ને ધામ, માટીમાં માટી
કહેતાં એમ તમામ : કરી બતાવ્યું – સુર

'ગંગાજળ' ઉપનામ, કવિ ગોહિલકુ
પાકું દીધું પ્રમાણ : ત્હેં તો ગોહિલ –

સરલ, રસિક તુજ બોધ, સ્નિગ્ધ બની ગ
'સનમ' તણી એ શોધ સૂની થઇ : હવે –

નિજ ઉર કેરી વાત કથવા, કાવ્ય

# कलापीने



અધુરા કાલના મ્હેમાન મોંઘા !
સ્મરૂં શું શું ! ન કૈં સૂઝે, કલાપી !
હમારા બાગમાં વીણા બજાવી !
હવે કેકારવે ગાજે, કલાપી !

સૂકા બાગે ટહૂકી મેઘ આણ્યા :
ખીલ્યાં ગુલ ! એ ખીલાવ્યાં ત્હેં, કલાપી !
હતાં ઇન્સાનનાં ખોખાં સુતેલાં :
ગઝલ ગાઈ જગાવ્યાં ત્હેં, કલાપી !
ઉખાડી ભેખડો, ખોદી પહાડો –
ચલાવી નીક ત્યાં નેહે, કલાપી !
સૂકી ફિલસુફની વાતો ઉડાવી –
લગાવી લાગણીની લ્હે, કલાપી !
દિવાલો શુષ્ક પાડી અન્તરોની –
દિલોની સાંકળો જોડી, કલાપી !
કૂડા સંસારની ગાંઠો ઉકેલી –
બધી બહાદુર થઇ છોડી, કલાપી !
નકામાં શાસ્ત્ર ને મન્ત્રો ઉથાપ્યાં :
નવાં શાસ્ત્રો સહુ સ્થાપ્યાં, કલાપી !
કહું કે ના કહું ? તો યે કહું છું : –
"હૃદય" ન્હોતાં – "હૃદય" આપ્યાં કલાપી !
પ્રીતિ – નીતિ જગાવી મન્ત્રવેદિ :
શિખાવ્યું ચ્હાવું ને સ્હેવું, કલાપી !

* * *

स्नेहज्योति.



વીરા ! જગની વાટ, વસમી વેળા કૈંકની,
સરલ થઇ ગયો સાથ : ત્હારી સાથે – સુરસિંહ !

'ન્હાવું,' 'રહેવું' એક : ભેદ ગણી ભૂલ્યા ઘણા ;
પણ ત્હેં તો રાખી ટેક · સાચો સાથી – સુરસિંહ !

"ધન, યૌવન ને ધામ, માટીમાં માટી મળે"
કહેતાં એમ તમામ : કરી બતાવ્યું – સુરસિંહ !

'ગંગાજળ' ઉપનામ, કવિ ગોહિલકુળ આપતા :
પાકું દીધું પ્રમાણ : ત્હેં તો ગોહિલ – સુરસિંહ !

સરલ, રસિક તુજ બોધ, સ્નિગ્ધ બની ગઈ શુષ્કતા !
'સનમ' તણી એ શોધ સૂની થઈ : હવે – સુરસિંહ !

નિજ ઉર કેરી વાત કથવા, કાવ્ય 'હમીરનું'
રહ્યું અધુરૂં આજ, તુજ વિણ, સ્નેહી સુરસિંહ !

મરતી કવિતા કાજ, સાથું દીધું મહીપતિ !
રંડાણી તે આજ તુજ વિણ : રસિયા – સુરસિંહ !

લક્ષ્મી, સરસ્વતી સાથ, ના દેખી : ના સાભળી :
બન્નેનો સંગાથ તુજ પદ પેખ્યો ! સુરસિંહ !

સરજ્યા લેવા શ્વાસ, માંડ્યા તે મટશે નહીં :
શી રીતે તુજ પાસ આવી શકીએ ? સુરસિંહ !

સૂનો આ સંસાર · સાર વિનાનો થઇ રહ્યો,
એળે આ અવતાર સંચિત્ શોચે : સુરસિંહ !

સંચિત્ .

—⊱✿⊰—

# कलापीने



અધુરા કાલના મ્હેમાન મોંઘા !
સ્મરૂં શું શું ! ન કૈં સૂઝે, કલાપી !
હમારા બાગમાં વીણા બજાવી !
હવે કેકારવે ગાજે, કલાપી !

સૂકા બાગે ટહૂકી મેઘ આણ્યા :
ખીલ્યાં ગુલ ! એ ખીલાવ્યાં ત્હેં, કલાપી !

હતાં ઇન્સાનનાં ખોખાં સુતેલાં :
ગઝલ ગાઈ જગાવ્યાં ત્હેં, કલાપી !

ઉખાડી ભેખડો, ખોદી પહાડો –
ચલાવી નીક ત્યાં નેહે, કલાપી !

સૂકી ફિલસુફની વાતો ઉડાવી –
લગાવી લાગણીની લ્હે, કલાપી !

દિવાલો શુષ્ક પાડી અન્તરોની –
દિલોની સાંકળો જોડી, કલાપી !

કૂડા સંસારની ગાંઠો ઉકેલી –
બધી બહાદુર થઈ છોડી, કલાપી !

નકામાં શાસ્ત્ર ને મન્ત્રો ઉથાપ્યાં :
નવાં શાસ્ત્રો સહુ સ્થાપ્યાં, કલાપી !

કહું કે ના કહું ? તો યે કહું છું :–
"હૃદય" ન્હોતાં–"હૃદય" આપ્યાં કલાપી !

પ્રીતિ – નીતિ જગાવી મન્ત્રવેદિ :
શિખાવ્યું ચ્હાવું ને સ્હેવું, કલાપી !

*　　*　　*

स्नेहज्योति.



# श्री सुरसिंहजी

– અનુષ્ટુપ –

“ ના ” તો જેને મુખે ન્હોતી , એવા શ્રી સુરસિંહજી !
લાઠીની ગાદીએ રાજા દેવતાઈ થઈ ગયા.

પ્રેમાત્મા એ , મહાત્મા એ : ભરી પ્રેરિત મન્ત્રણા ,
ઘોરતા દેશમાં કીધી સ્નેહની સિંહગર્જના.

સ્નેહની સ્નેહજ્યોતિની સાચેરી પ્રતિમા હતી :
જતાં એ આજ આ દીઠી ઝાંખી પ્રેમપ્રતિકૃતિ.

સુરતાની સુવાડીમા આછેરી દિવ્યતા દીઠી :
કલાપીની મીઠી મોંઘી પ્રભુમૂર્તિ વિરાજતી.

ચ્હાવું , સ્હેવું અને સ્હેવું . ચ્હાવું તો યે અનન્તમાં ;
મહા મોંઘું , મહાત્મા ! ત્હેં જણાવ્યું ગૂજરાતમા ,

કલાપી ! ભાવિ તું બોલ્યો : “ પ્રેમ–પ્રેમ ” ટુહૂકતો !
જો ! જો ! મેહુલો મીઠો હવે સર્વત્ર વર્ષતો.

કવિ , જો ! કવિતા બોલે પ્રસાદી પ્રેમભક્તિની :
ફિલસુફો યે હવે તો , જો ! પુકારે પ્રેમફિલસુફી !

મીમાંસા સ્નેહયોગીની અનેરી તેમ આકારી ;
પચે ના – દેશની , બાપુ ! હજુ નાજુક હોજરી !

પૂજવા મીઠડાં ત્હારાં ઊંડાં સૂત્ર અમીભર્યાં ,
અમારાં અધુરાં હૈડાં હજી પાત્ર નથી થયાં.

કલ્પનાના મહા ડાહ્યા કહે છે તુજને ‘ કવિ ’ !
જાણે આત્માનુભાવો કે :– પૂજ્યો ત્હેં પ્રેમનો રવિ

સ્નેહી , યોગી , કહો રાજા, મહાત્મા, ભક્ત કે કવિ :
‘ પ્રકારો ’ ભિન્ન છે તો યે , પૂજા સૌ સુરસિંહની.

શ્રી લાઠી , ૧૯૦૯ }

सागर ॐ

# म्हारा मयूरने

ગઝલ

*      *      *

તું યે તજી, વ્હાલા! ઉડ્યો મ્હારા મયૂર બાપુ!
વ્હાલાં પીડે વિયોગથી એ યે સહી રહેવું!

ભગવા જિગરમાં આ રચ્યો! મ્હારા મયૂર બાપુ!
ખાખી ગયો રાખી જ તો સ્હેજે સહી રહેવું!

ત્હેં લૂટનાં લ્હાણાં મજાની જે કર્યાં, બાપુ!
કારી જખમ તેમાં સહ્યા તે તો ગણી રહેવું!

બન્દો ખુદાનો ઇશ્કનો તું! ઓલિયો બાપુ!
કેકા થકી મન્ત્રો સર્યા, તે તો જપી રહેવું!

વ્હેતા ઝરણો ચૂમ્યા ન ચાટ્યા તુજ વ્હાલાંએ;
ગાયાં છતાં એનાં જ ગીતડાં: એ સ્મરી રહેવું!

જુદી જહાંનો તું ફિરસ્તો: ખોળીઉં બદલી –
આવી ઉડયો ઝળકાવી પાંખો: જોવું ને સ્હેવું!

માની મજા જ્યાં ત્હેં કવિતા કોતરૂં ત્યાંની;
[illegible]શે જ આંસુ તો ય તે જળમાં લખી રહેવું!

તૃપ્તિ તથા મુક્તિ ધરી, વ્યાપ્યો સદા વિશ્વે;
તુંને સદા ય અનન્તતામાં કલ્પતાં રહેવું!

માળા અમારે આંસુની અર્પી સદા રહેવું!
પીતાં અસાદી ત્હેં દ્રવી, જંપી જરા રહેવું!

શિવમય થજે તું શાન્ત શક્તિને સુતાં અંકે –
એવું હવે ત્વદ્રૂપને ઇચ્છી સદા રહેવું!

( ગુજરાતી ગઝલિસ્તાન )      લલિત.

ઠાકોર સુરસિંહજીનાં જીવનનો ટૂંકો અહેવાલ આજના વ્યાખ્યાનમાં વર્ણવ્યો છે. આ ગ્રન્થમાં આમુખ, જીવતા પુરુષોની અને જેમના સમકાલીન જનો જીવતા હોય તેવા ગત પુરુષોની જીન્દગાની વિશે પૂરેપૂરો વિસ્તાર થઇ શકતો નથી, તેથી આ વૃત્તાંત છે તેવા રૂપમાં જ સ્વીકારવો જોઈએ. સુરસિંહજીનાં લખાણ હવે પછી સંપૂર્ણ ગ્રન્થમાં પ્રસિદ્ધ થવાના છે, તે, બેશક, સાહિત્યના અભ્યાસીને બહુ ઉપયોગી થશે. *

ગુજરાતી કવિતામાં એક ખુબીદાર નવીન રીતિ દાખલ થઈ છે તેના સુરસિંહજી અનુયાયી છે. ફારસી સૂફીઓની ગઝલોની રીત પ્રમાણે આ કાવ્યોની રચના થઇ છે. એ રીતિના મુખ્ય સંસ્થાપક આપણા માનનીય વિદ્વાન સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી છે.

" કહીં લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે,
" ખરા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે
" જુદાઇ જીન્દગીભરની, કરી રો રો બધી કાઢી;
" રહી ગઇ વસ્લની આશા અમર ગગ્દન કપાઇ છે."

અમર આશા.

" ધરી આશા તણો પાયો, ચણાવી તે ઉપર કિસ્મત–"

જરનિશ, અભેદોર્મિ.

" તારો દીવાનો તેં જ પાયો મુજને ઇશ્કે શરાબ,
" માર કે જીવાડ ચાલે શું હવે લપટાઇને ?"

પ્રેમજીવન.

એ અને એવા રા. મણિલાલનાં મનોરંજક રમણીક કાવ્યો સર્વને વિદિત છે. રા. બાલાશંકરની કેટલીક રચનાઓ

---

* સ્વ. કલાપીના જીવનચરિત્રને લગતું સ્વ. શ્રી નવલરામ ત્રિવેદીએ સંપાદિત કરેલું એક પુસ્તક તાજેતરમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ તરફથી પ્રસિદ્ધ થયું છે. શ્રી કલાપીના જીવન – કવનના અભ્યાસીઓને એ વિસ્તૃત પુસ્તક મંગાવી લેવા ભલામણ છે

પણ આ શૈલીમાં થયેલી છે, તેમ જ, "જટિલપ્રાણપદબંધ"-માંની ગઝલોમાં એ શૈલીનું અનુસરણ જોવામાં આવશે.

કવિતામાં કાંઈ એક જ રીતિ કે શૈલી હોતી નથી. વિચિત્રતામાં કવિઓની કલા સમાયલી છે. દયારામે ગુજરાતી કવિતામાં નવી શૈલી દાખલ કરી છે, તેથી ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયલી સુંદરતા આપણે સર્વ જાણીએ છીએ.

* * *

ઉપસંહાર

આ વ્યાખ્યાન ટૂંકું છે, પણ મનનયોગ્ય છે.

"ઠાકોર–"પણું, "શ્રી"પણું, અને "સાહેબ"પણું મૂકી "કલાપી"ના નામથી સાહિત્યના પ્રજાસત્તાક રાજ્યમાં દાખલ થયેલા એ ઉચ્ચ સંસ્કારી લેખક વિશે આથી આપણને કાંઇક ખ્યાલ આવે છે. ૨૬ વર્ષની વયે એ વિચારવંત અને રસમય જીવનનો અંત આવ્યો, એ સ્મરણ કરતાં આપણને ખેદ થાય છે; પરંતુ, (બાયરન, શેલી, કીટ્સ, એ સર્વ આટલી જુવાન ઉમ્મરમાં પાર્થિવ જીવનમાંથી લુપ્ત થયા છે એ ધ્યાનમાં લેતાં આપણને યાદ આવે છે કે કવિત્વને દીર્ઘાયુ સાથે આવશ્યક સંબન્ધ નથી.) ગ્રીક વીર એકીલીઝને કીર્તિ અને દીર્ઘાયુ બેમાંથી એક પસંદ કરવાનું કહેવામાં આવેલું અને તેણે કીર્તિ પસંદ કરેલી એ કથા આ આશ્વાસનને સમર્થ કરે છે.

કલાપીની કલ્પનાની પૂરેપૂરી કદર જાણવા તેનાં સર્વ કાવ્યોનો અભ્યાસ કરવો જોઇએ; પણ, તેમાંથી થોડાં ઉદાહરણ અહીં સંભારીશું.

પતંગને દીપમાં પડી બળી જતું જોઈ કલાપીને વિચાર આવ્યો છે કે:—

"કાંઈ મીઠું સુખ નહીં હશે પ્રેમીને બાળવામાં,
"કે કે તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં."

ઉપર આરંભમાં સૂચવેલી શૈલીમાં કલાપીના કેટલાક ઉદ્દગારો આવા છે:—

"સાકી ! જે શરાબ મને દીધો દિલદારને દીધો નહીં,
"સાકી ! જે નશો મુજને ચડ્યો દિલદારને ય ચડ્યો નહીં."
(સાકીને ઠપકો)

"ગુનાહ પર શી રહમ ! માશૂક ! કતલ કર એ હુકમ હક છે !
"ઠરે તો દે મને ખંજર ! ઝબેહ આ દિલ કરું હું તો !
(ગુનેહગાર)

આજના વ્યાખ્યાનકાર રા. મણિશંકરની એક શૈલીનું પણ કલાપીએ અનુસરણ કર્યું છે —

વ્હાલાં ! ઉર ઝાઝાંને પાજે
થોડાને ગાજે ને ન્હાજે :
ગાતાંને, રહાતાંને રહાજે —
રહાજે વ્હાલાં વ્હાલાંને.
(વ્હાલાંને)

એ આ શૈલીનું ઉદાહરણ છે. રામદાસ સ્વામી નામના મરાઠી સંત કવિએ લખેલા અભંગની ગીતની આ શૈલી છે; તેમાં માપ ઓવીનું જણાય છે.

રા. મણિશંકરની લેખનશૈલીની એક બીજી છાપ ઠાકોર સુરસિંહજી ઉપર પડી છે. સંવાદ (Dialogue) રૂપી લેખનની ગુજરાતી સાહિત્યમાં બહુ ન્યૂનતા છે. લૅન્ડૉરના Imaginary Conversation ના નમૂના પ્રમાણે રા. મણિશંકરે સંવાદના કેટલાક કલ્પિત પ્રસંગો લખ્યા છે અને તેમને ધોરણે કલાપીએ પણ એ વિષયમાં પ્રયાસ કર્યો છે. "જલંદર અને ગોપીચંદ" ના તેમણે લખેલા કલ્પિત સંવાદમાંથી થોડો ઉતારો આપીશું એમાં તેમની ગદ્ય શૈલીનું તથા તેમના કેટલાક વિચારનું દર્શન થશે —

૧ "ગોપીચંદ મને તો એમ લાગે છે કે બુરાઈ પણ અમર છે"

"જલંદર નહીં, નહીં ! બેટા ! જે ઉપયોગી છે તે જ કાલના ઘસારામાં ટકી શકે છે"

" જલંદર : બેટા ! તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ સંગી કે અસંગ. ભોગ કે યોગ એવા કોઇ પદાર્થમાં નથી; પણ, શાન્તિ વિવેકમાં છે."

" ગોપીચંદ : સત્ય, ગુરુદેવ !"

" જલંદર : અને વિવેકથી ભોગ ભોગવાય, તો યોગની અપેક્ષા નથી."

" જલંદર : પણ – ભાઇ ! ભોગ કરતાં યોગ ઓછા ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે વિષ બને છે. યોગ તૂટી પડે છે ત્યારે બહુ દુ:ખ થાય છે."

" જલંદર : વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી અપાવી શકે ?"

" જલંદર : મેં મેનાવતીને કહ્યું હતું કે 'ઉતાવળની જરૂર નથી. ગોપીચંદ અમર નથી. ગોપીચંદનો આત્મા અમર છે.' પણ તે પુત્રના લાવણ્યમય શરીરને અમરત્વ ઇચ્છતી હતી."

" ગોપીચંદ : અને તે જે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી."

" જલંદર : ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું, પણ હું ઇચ્છતો હતો તે નહિ."

" ગોપીચંદ : આપ શું ઇચ્છતા હતા ? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું ?"

" જલંદર : હું ઇચ્છતો હતો તે શાન્તિ."

* * * *

* * * *

સ્વીડનબોર્ગના ધર્મવિચારો ઉપર કલાપીએ વાર્તિક લખ્યું છે, તેમાં તેમના ગદ્યલેખનનું બીજું ઉદાહરણ મળી આવે છે. પ્રસ્તાવનામાં તે ઘણા વિનયથી લખે છે કે :—

" લખનાર ઉપદેશક કે સિદ્ધ માનીને લખતો નથી, પણ તેની શોધક અને શિષ્ય રહેવાની વૃત્તિ છે. * * * લખનાર પોતે જાણે છે તે સમજાવવા નહિ, પણ પોતાની ભૂલ હોય તે જાણવા ઉત્સુક છે."

વાર્તિક લખતા તે કહે છે કે —

"સ્વીડનબોર્ગે તેના 'સ્નેહ'ના પુસ્તકમાં જે કહે છે તે જ તેને જુદી જુદી રીતે બધે કહેવાનું છે એમ મને સમજાયું, અને એમ જ હોય. એક મહાત્મા એકથી વધારે વાત કહી શકતો નથી. પરમાત્માના કોઇ એક બિન્દુની જ ઝાંખી એક જિન્દગીમાં થઇ શકે છે."

*　*　*　*
*　*　*

मकरन्द.
(૨ મે- ૧૯૬૦)

—✦—

# अनुक्रमणिका

# कलापीनो केकारव



## फकीरी हाल



અરે ઉલ્ફત ! અયે બેગમ ! લીધી દિલબર, હતું લાઝિમ ?
હતું જે બેહિશ્ત થઇ જહાન્નમ : ફકીરી હાલ મ્હારો છે !

ગયું આ ઝિંદગીનું નૂર : હવે જહાંગીર બેપરવા :
તું લૂંડીની નથી પરવા : ફકીરી હાલ મ્હારો છે !

ન ધારૂં હું કદી કફની : દગ્ધ દિલ પર ન સારૂં ખાક :
ન પરવા છે કિસ્મતની : ફકીરી હાલ મ્હારો છે !

હવે દરખત પર ચડવું : બુલબુલ મ્હારૂં ઢુંઢું હું :
ફરૂં નાગો બિયાબાને : ફકીરી હાલ મ્હારો છે !

હતો જે હું, હતું જે હું, નથી તે તો, નથી હું હું :
ગયું છૂટી : ગયું ઊડી : ફકીરી હાલ મ્હારો છે !

હવે આ દમ નથી દમમાં : ફકીરી હાલ મ્હારો છે !
પરેશાની જ છે રાહત : ફકીરી હાલ મ્હારો છે !

૧૫-૧૦-૯૨.



## मधुकरनी विज्ञप्ति



અરે રે ! પુષ્પ ! આ ભ્રમરો મરે છે હો : મરે છે હો !
નમેરૂં થઇશ શું, વ્હાલા ! હું ત્હારો છું : તું મ્હારૂં થા !

તું ખીડાતાં હું ખીડાઊં . તું ખીલે, તો હું ગુંજું છુ '
ન ભોગી પુષ્પ બીજાનો : હું ત્હારો છુ તું મ્હારૂં થા !
અરે ! તું ભૃંગ બીજા જો ભ્રમણ કરતા ફુલે ફુલે :
કદી મ્હારી ન રીતિ એ : હું ત્હારો છુ : તું મ્હારૂં થા !

કંટક કાપી નાખી દે : ભ્રમર છાતીથી ચાપી લે
તું શોભે સર્વદા હુંથી ' હું ત્હારો છુ ' તું મ્હારૂં થા !
હું ત્હારો ને ન તું મ્હારૂં, ન રીતિ એ રતિની છે :
કદર તું પ્રેમીની કર તો હું ત્હારો છુ તું મ્હારૂં થા !

તપુ છું હું ' બળું છુ હું ! મરૂં છુ હું, અરે પ્યારા !
તુ મકરંદ છાંટી લે : હુ ત્હારો છુ તુ મ્હારૂં થા !
આ તો સ્વપ્ન ટુંકુ છે હુ ગુંજી લઉં ' તુ ખીલી લે !
થશે પલમા અરે ! હા ! શું ? હુ ત્હારો છુ તું મ્હારૂં થા !
સુકોમલ તુ ખરી જાશે ભ્રમર ત્હારો મરી જાશે '
આખિરની ગતિ એ છે હુ ત્હારો છુ . તુ મ્હારૂં થા !

૨-૧૧-૯૨.



# हृदयकमलनी जूठी आशा



રે ભોળી ! જલઝૂલતી કમલિનિ ! કાં ભૂલ ? બ્હાલી સખી–
જોઈ પૂર્વદિશામુખે પ્રસરતી લાલાશ આ ઊજળી ?
આશા વ્યર્થ ધરે રવિ સુકરની સ્પર્શ ધ્યાસમે, બાપલા !
એ તો હિમપતિ શશી નિકળશે, ના ના પતિ, હે હલા !

આ પોચુ દિલ તું મઝું સુમન છે, તેણે ગ્રહી આશ'તી '
જાણ્યું સૂર્ય થઈ પ્રફુલ્લ કરશે પ્રેમી તણી પ્રીતડી :
ના તે તે નિકળી હતી શશી અમી, હિમે હજુ કાળજુ
જૂઠી આશ હઝાડતી સુમનને, ભૂલે ન તે ઝાળ તુ !

૪-૧૧-૯૨.



# ભોળાં પ્રેમી



કમળ ભોળું, કુમુદ ભોળું, ભ્રમર ભોળો, દીવાનાં છે,
જે જેનું ન તે તેનું, પ્રેમી પ્રેમી જૂઠાનાં !

ભ્રમર ગુંજે કમલ કુમુદે, ન જેને છે કદર તેની,
દિલ તેઓ તણાં નભમાં, પ્રેમી પ્રેમી જૂઠાનાં !

કમલ પ્રેમી રવિનું જે, કુમુદ બાઝયું શશીને જે,
ફરે ઊંચા તે બેપરવા, પ્રેમી પ્રેમી જૂઠાનાં !

કમલ, ભમરા, કુમુદ જેવું હૃદય મ્હારૂં ખરે ભોળું,
કુદે, બાઝે, પડે પાછું, પ્રેમી પહાડ પાણો છે !

ઇચ્છે દાસ થાવાને, ન કોઇ રાખતું તેને,
બિચારૂં દિલ આ કહે છે, " પ્રેમી પહાડ પાણો છે ! "

મનુની પ્રીત દીઠી મેં, ઝાકળમોતી જેવી તે,
લાકુ–લાકડાનો સ્નેહ, પ્રેમી પહાડ પાણો છે !

હવે મનજી મુસાફર તું, બહેતર જા બિયાબાને,
કરી લે પ્રીત પક્ષીથી, પ્રેમી પહાડ પાણો છે !

નિઃશ્વાસે ભર્યું હૈયું, અશ્રુથી ભર્યાં ચક્ષુ,
મગજ બળતું કહે છે : " હા ! પ્રેમી પહાડ પાણો છે ! "

૯–૧૧–૯૨.



# પરિતાપ



દિલ અશ્રુ થકી પલળ્યું, છલકયું :
દપટયું દિલમાં દિલનું દુખડું :
ન સખો ન સખી દિલથી લપટયું :
ફટકયો ભટકું ! ફટકયો ભટકું !

નથી ભાન હવે .
નથી હામ હવે ·
નવ પ્રીતિની દોરીથી હુ લટકુ
નવ કો મનમા કદી હુ ખટકુ
નથી આશ મને · અવકાશ મને :
ભટકું ફટક્યો ! ફટક્યો ભટકુ !
મન હર્ષ હવે–
મન શોક હવે–
તજ નિર્લજ ! તું : તજ તું · તજ તું
મુજ પ્રેમ હવે દરિયે પટકુ !
મુજ પ્રાણ ન કો દરિયે પટકું !
ફટક્યો ! ફટક્યો ! ભટકું ! ભટકું !

૨૭–૧૧–૯૨.



# तारामैत्रकः मुग्ध प्रेम



સંધાડી પ્રેમદોરી મે, મચાવી મિષ્ટ ગોષ્ઠી મે,
પ્હેરાવી પ્રેમમાલા મે, જગાવી પ્રેમજ્યોતિ મે !
ઉડાડ્યું પક્ષી પ્રીતિનુ, ઝીલ્યુ સુપુષ્પ ચક્ષુનુ,
કરાવ્યુ સ્નાન પ્રીતિનુ, કર્યું મે પાન પ્રીતિનુ !
સુધાના નીરમા ન્હાયા, અમે પ્રેમી રમ્યા મ્હાલ્યા,
પડયાં ત્યા સ્નેહફાંસામા, છૂટયા તે ના, વછૂટયા ના !
મદિરા નેત્રનખરાનો પી પી ભાન ભૂલ્યો હુ
થયો હુ ભોલો ! તે ભોલી ! થયો તે હુ ! થઈ તે હુ !
પછી રતિનાવ ઝીક્યું મે કપાળે હાથ દઈ દરિયે !
બોળે કે બચાવે તે સુકાની આણ્યારી છે !

૩૦–૧૧–૯૨.



# अश्रुस्थान



ના પાડ હે મન અરે! કદિ પ્રેમબિન્દુ :
ના ઢોળ હે મન! અરે! કદિ પ્રેમસિન્ધુ :

ના રેડ અમૃતઝરો કદિ પ્રેમઇન્દુ :
નીચોવ ના રસભર્યું કદિ પ્રેમલીંબુ!

નિઃશ્વાસ અશ્રુ દપટી ધર ધીર સ્નેહી :
ના રોળ ક્ષારભૂમિમાં ફુલડાં સુપ્રેમી :

હૈયે દબાય કદિ જો કુમળું સુહેયું,
રો રો ભલે ટપકતે નયને પછી તું!

રોવા ભલે વિજન કો કદિ સ્થાન શોધી :
આંસુ ભલે વિખરતાં રડતાં સુમોતી :

જા જંગલે નિડર તું પડ વૃક્ષખોળે,
આંસુઝરો જલઝરે જ વરાળ ઓળે!

૧૩–૧૨–૯૨.



# एक प्रेम



હકીમ કે તબીબની તલબ નથી મને!
નફ્સની પરવા નથી : ન ઇશ્કની મને!

માશૂક નથી મિસ્કીન છું : જહાંગીર છું મને!
ખલ્કની તમા નથી : સુલતાન છું મને!

પરિવાર મ્હારો હું જ છું : મસ્તાન છું મને!
બેઝાર હું આજે ફરૂં : ગુલતાન છું મને!

પ્રેમગુલ ચૂસ્યાં ઘણાં : ખાર ભોંકાયા મને!
દર્દે-ખૂન દિલ દર્દ-કર્તા દસ્ત લાધ્યું ના મને!

સખા જોયા મેં ઘણા ' સખી જોઇ એક મેં' !
ઉમેદ બર આવી નહીં શું કહું આલેક નેકને !
દ્વૈતપ્રેમી જે હતો અદ્વૈતપ્રેમી હું થયો !
બ્રહ્માંડ મ્હારૂં બ્રહ્મ મ્હારૂ. બ્રહ્મવાદી હું થયો !

૧૪-૧૨-૯૨.



# ४ दिलने रजा



ફાટે કે ન ફાટે તું, ચીરા કે ન ચીરા તું,
અરે દિલ ! તે કર્યો બેહાલ. મારે કે ન મારે તું !

ભલે ધડકી રહે છાનું, ભલે બળી કોયલો થા તું,
ખરી જા તું મને તો શું ? ઠરી જા તું મને તો શું ?

રખે કાંટો તને લાગે, કમલ જાણી તને રાખ્યું,
પરન્તુ તું જ કાંટો છે, ઉડી જા તું ગળી જા તું !

દુનિયા છે તને ખારી, હવે છે તું મને ખારૂં,
તું કોઇનું નથી તો હું ન ત્હારો છું ન મ્હારૂં તું !

જૂની પ્રીતિ ગઈ તૂટી ! નથી તૂટી તણી બૂટી !
ખૂટી ગઇ વાટ દીવાની, પછી બળવું રહ્યું ક્યાંથી ?

હવે બ્રહ્માંડમાં હું છું. હવે બ્રહ્માંડમાં તું છે.
પ્રીતિ તો આપણી એ છે ! મિલાવો આપણો એ છે !

૨૨-૧૨-૯૨.



# केलिस्मरण



લતા સુભ્રની ચડતી વિલાસે. પયોધરો ગાઢ હલે હુલાસે.
વિશાલ નેત્રો રતિમાં વિકાસે. પ્રફુલ્લ સુપલ્લવ લાલ ભાસે !

સીત્કાલ શબ્દો મુખથી નિકાસે : પ્રભા પ્રિયાના મુખથી પ્રકાશે :
ઉરોજ કંપે કૃશ ઉદરીનું : કપોલમાં છે પરસ્વેદબિન્દુ !

નૂપુર છંદો ઝમકી રહે છે : પુષ્પો ગતિથી સરકી પડે છે :
છૂટેલ બાલો વિખરાઇ જાયે : શ્રમિત અંગે લપટાઇ જાયે :

શિથિલ બાલા સુકુમાર કાયે : સ્વહસ્ત ઢીલા જરી ના હલાવે :
નિતમ્બભારે લચકી પડે છે : કટિ સ્તનોના ભયથી લડે છે :

અઢેલી પ્યારા પિયુને ઉભે છે : પતિથી ટેકો લઇને હલે છે :
જરા ખસી ચુંબનને જુવે છે : કટાક્ષ મારી ચપલા હસે છે :

“ પ્રભુ ! ” કહી તે પતિ સાથ લે છે : અગાસિયે તે ઝટ સંચરે છે !
જુવે પતિનું મુખ સર્વ પ્હેલી : જુવે નિશા ચાંદની પ્રેમઘેલી !

પ્રિયા ન એવી નિરખી, અરે ! મેં : પ્રિયા ન એવી રીઝવી, અરે મેં :
પ્રિયા ન એવી લીધી ઉર, રે ! મેં : વસંતકેલિ ન કીધી, ખરે ! મેં :

૧૮૯૨.



# ઠગારો સ્નેહ



હૃદય દગલબાજી જાણશે ના કદી આ,
હૃદય હૃદય આલે ઝૂરવું છે પછી, હા !
હૃદય ધવલ સર્વે દુગ્ધ જાણી ફુલાયે,
શુવરપય ગળેથી ઊતરી આગ બાળે !

ઘન ગડગડ ગાજ્યો ચાતકું ચિત્ત ફૂલે,
પથરવત કરાનો મેઘ આવી મળ્યો તે !
ષટપદ મકરન્દ લુબ્ધ રીઝી રહે શું !
ધવલ કમલ ના આ છીપલીને કરે શું ?

મૃગજલ સમ સ્નેહી સ્નેહસિન્ધુ ધરે છે,
હૃદયમૃગ બિચારૂં આશ રાખી મરે છે;

સરપશિર મણિને પ્રેમ પ્રેમી તણો આ
વિષ રગ રગ વ્યાપે પ્રાપ્ત થાયે કદી ના !

૧–૧–૯૩.



## ૪ स्नेहशंका



ઘણું તાવ્યું–ઘણું ટપક્યું–બિચારૂં મીણનું હૈડું :
દ્રવ્યા કરશે હજી એ તો બિચારૂ પ્રેમનું પ્યાલું !

ન થા ન્યારી ! ન થા ઘેલી ન થા વ્હેમી ન થા મેલી !
કરી મ્હારૂં હૃદય ત્હારૂં હવે શંકા પ્રિયે, શાની ?

કદી દિલને ન દે દિલ તું દીધું દિલ તો ન લે તે તું .
હૃદયનું સત્વ પીધું તે હૃદયહીણો કરે તો શું ?

કહે ને પ્રાણ, દિલમાં ક્યાં રહી તુજને હજી શંકા ?
કાપી દઉં તે નાખી હું ન છે તેની મને પરવા !

કાંટો જે તને લાગે મને ભાલો તે ભોંકાયે
હૃદયચીરે રુધિર રાતું વહે છે તે તપાસી લે !

હૈયું હનુમાનનું ચીર્યું , નિહાળી રામની મૂર્તિ :
હૃદય મારૂં અરીસો છે ઉઘાડી તું ભલે જો તે !

૯–૧–૯૩.



## ૪ कुमुदिनीनो प्रेमोपालम्भ



લગાડી મોહની, પ્યારા ! કઠિન હૈયું કર્યું શાને ?
અહોહો ! નાથ કપટી રે ! બલિહારી ત્હમારી છે !

સ્મૃતિ છે એ જ સુખડાની, ન દેખી હું દુ:ખી છું રે !
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

ખરું છું હું તમે માનો : જિગરમાં ઘા મને ઊંડા !
ઉમળકા આ હૃદયના હા ! કહો ક્યાં ઠાલવું કાઢી !

કરો ના ખૂજ દર્દીની, ન મારો બાંધીને મ્હોડું :
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

વનોમાં આગિયા ઊડે, પલક ચમકી રહે છાના :
સુપ્રેમી આગિયા જેવા તમે તોયે પ્રભુ મ્હારા !

ન તાણો પ્રેમની દોરી, બહુ તાણ્યે જશે તૂટી :
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

હું તો આ પુષ્પ છું કુમળું, ઝર્દ આ દર્દથી કીધું :
થજો સ્વપ્ને કરુણ, વ્હાલા ! હણાઉં હેતવાળી હું !

હતાં સાથે : ગયા ઊડી વિચારો હો ! વિસારો શે ?
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

જીવન આ ચંદ્રથી આપ્યું : શરીર પાણી પરે લટક્યું !
દુઃખિયણ હું દુભાયેલી જીવું તો શું ! મરૂં તો શું !

અમીની આંખની પ્યાસી કુમુદ આ તો ત્હમારી છે :
ગ્રહી જો બાંય તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

અરે રે ! યોગ થાશો માં ! થયો તો સ્નેહ જામો ના !
મૃદુથી બેપરવા યા બેદરકાર પ્રેમી જડાશો માં !

અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમીની !
ખુમારીને ગુવારી છે : અજાયબ પ્રેમની મસ્તી !

૧૫–૨–૯૩.



# वनमां एक प्रभात



ભૂં ભૂં ભૂં ગુંજ પ્રેમી ષટપદ કમલે અર્ધખીલ્યું રહ્યું એ,
જો તે બાલાર્ક ઘેલો નિજ કર જલમાં ધ્રૂજતો આ ઝબોળે !

માની પ્યારી મનાવે મુખ પર ખરતાં આંસુડાં લૂછતો એ,
અંકે લીધી, હસાવી, નરમ વચન એ નેત્ર કેવાં વદે છે !

કાન્તા ને કાન્ત હીં યે, તનમન હૃદયનાં એક છે સ્નેહભીનાં,
ન્હાનાં મ્હોટાં સુરંગી મકર ચળકતાં હીં ચકાવે રસીલા,
રાતી નીલી મધુ પી કુસુદિની પરથી કૂદતી રંગવાળી,
પીળો પ્યારો હિમાંશુ નિરખી લટકતો બાપડી ચિમળાઇ !

કુંળું મ્હોં એ છબીલું હૃદયજ્વરબળાપે નીચાણુ નમ્યું છે,
કમ્પે બાલા બિચારી થરથર, બદને સ્વેદની રેલ ચાલે,
આહા ! સ્નેહી ! તમારે જલ પર વસવું સાથ છો રાતદહાડો,
જૂદાં પ્રેમી તમારાં દિલ પણ અળગાં, આમ શેવો હસો છો !

ત્યા પેલુ જો હરિણુ નદતટ પર એ ચાવતું ઘાસ નીલુ,
આછાં રૂડાં રૂપેરી કિરણ રવિ તણાં એ બધુ ઘાસ છાયુ,
વૃક્ષોના ઝુંડ ઊંચાં પર ઢળકી રહી વેલડી કુમળી જો,
પુષ્પોના પુજ ઝૂલ્યા વિવિધ વિલસતાં આ રૂપાળા લળ્યા, જો !

કુંજોમા ત્યાં ઉડન્તું બુલબુલ રમતું બેસતું ને ફરંતું,
ઓ ! ત્યાં બેઠુ લપી ચંડુલ ગુલ પર જો વાણી મીઠી લવન્તું,
ત્યાં આકાશે પડયો છે સ્થિર ઘનકટકો શ્વેત ને પિંગળો તે,
તેજસ્વી એ ઠગે છે નિજ રૂપ બદલી, શાન્ત પાછો થયો છે

તારો તૂટયો નભેથી ખરરર ખરતો, તોપગોળો વછૂટયો,
રાતો વહ્નિભભૂકો ભઠભડ બળતો આભમાં ઊડી ચાલ્યો,
ગંગાનો ધોધ ફાટયો ગિરિશિર પરથી, રામનું બાણ છૂટયુ,
તેવો તે શૃંગવાળો મૃગજલઝરણુ ફાળથી કૂદી ચાલ્યો !

ઊભો ત્યાં સિંહરાજ ઘરઘર ઘરરે, જોરથી ત્રાડ દેતો,
ડોલાવ્યા ડુંગરોને, રવિ પણુ ચમકયો લાલ અંગાર જેવો,
પક્ષી બોલે ન ચાલે, દ્રુમ પણુ ધ્રુજ્યાં, પૃથ્વી ધ્રૂજી રહી આ !
આ તે બ્રહ્માંડ ફાટયુ ! પ્રલય થઈ ગયો ! શંભુએ શંખ ફૂંક્યા !

આલિંગે ભવ્ય લીલા નદસરજલને પ્રેમમા મસ્ત ડોલે,
ઊડી બાઝે સુસ્નેહી હૃદય હૃદયના સત્વને જેમ પ્રેમે !

ઘેલો હું એ રમું છું ! તનમન લપટયાં ! રમ્ય છું, એક હું છું :
વેલી, વૃક્ષો, નદી, ને ગિરિ, નભ, ઝરણે લીન હું સર્વદા છું.

૧૯–૩–૯૩.



# मस्त इश्क



અયે કાતીલ ! સીને તું સૂતું રહેજે : પડયું રહે તું :
નથી તકસીર ત્હારી એ : ગુનેહગારી હમારી છે !

બિસમિલ્લાહ ખતમ થઈ જા : જિકર કર ના : જિગર ગમ ખા !
હૃદય નાદાન પ્રેમીલા, દિગમ્બર રાખ ઝોળી થા !

કિતાબો ઇશ્કની ખોળી : ઉથામ્યાં પ્રેમનાં પોથાં :
વિષમ છે ડંખ પ્રીતિના : વિકટ છે સ્નેહરસ્તા ત્યાં !

આશક આ પડયો બેહોશ : મરી જાશે હિજરાઈ :
આ ફરહાદની કબરે નથી શિરીન સૂવાની !

બસ કરબખ્ત દિલ ભોળા ! ઉધામા છોડ ઉલ્ફતના :
ન કર તું મુફ્ત અફસોસી : મળશે દાદ ના અહિંયાં !

આ દરબાર દરવાજે ડંકા પ્રેમના બાજે :
પરન્તુ બેવફાઇનાં ઉપર નિશાન ફરકે છે !

કરી ખામોશ પછડા માં : આ તો બ્વાબનાં નખરાં :
આ ગુલઝાર જાદૂનો : ફરેબી ને દગાવાળો !

મળે જો ના તને હીરો લગાવી કોયલો કાળો,
બન્યું રહે મસ્ત મસ્તાનું અખંડાનન્દમાં રાચી !

માયિક પ્રેમ તરછોડી અનલ હકનો તું કર દાવો :
બન્યું રહે મસ્ત મસ્તાનું : મસ્તીનો તું લે લ્હાવો !

૭–૪–૯૩.



# कटु प्रेम

અશ્રુ હવે નયનનાં નયને જજો હો !
નિ:શ્વાસ આ હૃદયના હૃદયે રહો હો !
આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો !
આનન્દ આ નદ તળે જલમાં પડો હો !
આસક્ત આ હૃદય ક્રૂર વિરક્ત તે હા !
હૈયું કઠોર પ્રિયનું કુમળું અરે આ !
આ પુષ્પ, એ અરફનો કડકો ખરે છે
આ યોગ એ વિધિબલે નિરમ્યો અરેરે !
શૂળી પરે પણ પ્રિયા પલ ના વિસારૂ,
મ્હારી ગણી તન મને સમ પ્રાણ જાણું,
તે તો ન કિન્તુ સમજી મમ શાન્ત ચિન્તા !
આયુ વહ્યું વહી જશે કટુ પ્રેમ પીતાં !
પીયૂષ આ છલકતું છલક્યું ઢળ્યું ત્યાં,
આ સ્નેહશીતલહરી લપટી પડી ત્યાં,
ત્યાં તો હલાહલ રહ્યું મુજ આશસ્થાને,
જ્યાં સ્વચ્છ પ્રીતિ મુજ મૃત્યુ સુધી વિરામે !



# प्रेम अने मृत्यु*

ફેંકી દીધો મિથ્યા પરન્તુ સત્ય પ્રેમ મીઠો મીઠો
વળી મિષ્ટ છે મૃત્યુ ખરે જે અંત લાવે કષ્ટનો :
ભોળું હૃદય જાણે નહીં . જાણુ નહીં મધુતર કયું !
હે પ્રેમ ! તું મધુ છે ભલા ? તો તો બને મૃત્યુ કટુ !
પ્રેમ ! તું કડવો ખરે ? મૃત્યુ મને તો છે મધુ .
અહો પ્રેમ ! જો મૃત્યુ મધુતર, તો મને મરવા જ દે !

* ઇંગ્રેજ રાજકવિ ટેનિસનના એક ગીત ઉપરથી

મધુ પ્રેમ કરમાઇ જવા પેદા થયો જે ના દિસે,
મધુ મૃત્યુ સૌ જનને દિસે કરતું નિઃસ્નેહી ખાક જે,
એમાં મગજ સમજે નહીં : જાણું નહીં મધુતર કયું !
પ્રેમમાં ઘસડાઇ જાવા ઇચ્છું જો કદી તે બને :
દોરાઉં હું મૃત્યુ થકી બોલાવતું તે ત્યાં મને :
બોલાવ રે ! હું આવું છું ! હું આવું છું ! મરવું હવે !

૨૮–૪–૯૩.



## ૪ પ્રેમ અને શ્રદ્ધા*



પ્રેમ પ્રેમ હોય જો, પ્રેમ આપણો જો હોય,
તો પ્રેમમાં શ્રદ્ધા અશ્રદ્ધાનું સંઘાતે બલ ન હોય:
અશ્રદ્ધા અણુ માત્ર તે અશ્રદ્ધા છે બધી ખરે !

અદૃશ્ય ને ઝીણો પડે ચીરો કો વીણામાં જરી,
ધીમે ધીમે તે મધુર સ્વને કુંદ કરી નાખે કદી :
પહોળો થતાં મ્હોટો થતાં તે સ્વરહીણું કરી નાખશે !

પ્રેમી દિલવીણા મહીં ચીરો કદી ઝીણો પડે,
કે સુરબ્બાની ભરણીમાં ફલ એકને ચાંદી પડે,
તો પ્રેમસ્વર ઊડી જશે : ફલ મિષ્ટ સૌ બગડી જશે !

અશ્રદ્ધાનું બીજ પણ નથી ગ્રાહ્ય : ફેંકી દે તું એ :
પણ એ જશે ? રે ! રંગ કાળો પ્રાણ સાથે તે ખસે !
રાખ શ્રદ્ધા પૂર્ણ ને નહીં તો નહીં રતિભાર પણ !

મુજ નામ જે મ્હારૂં હતું ત્હારૂં થયું : બન્યું એક એ :
મને કીર્તિ જો મળે તો તે બધી ત્હારીજ છે :
લાગે તને કદી ડાઘ કાળો તો મને લાગી ચૂકયો :
તો રાખ શ્રદ્ધા પૂર્ણ ને નહીં તો નહીં રતિભાર પણ !

૯–૫–૯૩.



* ઇંગ્રેજ રાજકવિ ટેનિસનના એક ગીત ઉપરથી.

# चंचल प्रेमसुख*



કટાક્ષમાં ફીક્કાશ કે અવકૃપા શબ્દમાં,
વા ભ્રાન્તિ માત્ર એવી સ્નેહી હૃદયમા–
ન્હાના આવા સબબથી દિલ પ્રેમી, અરે ! લડે !

નિર્મલ વાતાવરણમાં નૌકા ચાલ્યું સિન્ધુ .
તરંગ ઘન તોફાનમા નડયા ન ડુબ્યુ કિન્તુ :

પણ શાન્ત જલ જ્યારે હતુ એહું જઇ તળે !
જરા વારમા કસેલુ દિલ આમ જ ફીટી પડે !
જે હરદમ હતુ ગમીના વખતમાં પ્રેમી ખરે !

હા ! જે ડગતો ના જરી વાઝોડામાં પ્રેમ,
ફુંકે ઉડયો તૂટી પડયો ફૂટે સીસો જેમ !
ચીરા શબ્દો ક્રૂરથી પડયો પ્રેમમાં જેહ ,
ક્રૂરતર વાકયો વરસશે મ્હોટો કરવા તેહ !

તારામૈત્રી જે જામતી પ્રેમી નયનની
માધુર્ય તે ઉડી જશે નેત્રપાતથી !

પુષ્પાવલિ દીપાવતી પ્રેમબોલ જે,
છૂટી જશે . તૂટી જશે . વિખરાઇ પડશે તે !

મુક્તાહાર તૂટી પડયે મોતીડાં પડી જાય
પ્રીતિ સરસર સરી જશે તેમ જ દિલથી હાય !

પ્રીતિલથબથ જે હતા ભોળા હૈયા નેક ,
વાદળ વિખરાયા સમાં છૂટા બનશે છેક !

હાસ્યવદનુ નાચતુ ઝરણુ ગિરિ પરે .
અખૂટ ને અમાપ દિનરાત જલ ઢળે .

વહ્યું . ગયુ : ફાટા પડયા : રણમા ગયુ સમાઇ !
નાચવુ, હસવું, ઘુઘવવુ–સર્વે રહ્યુ છુપાઇ !

* ટૉમસ મૂરના એક કાવ્ય પરથી.

# खता नहीं जाती



પૈદા થયો ખતા મહીં : ખતા નહીં જાતી ;
પૈદા કરી તકદીર ના તદબીરથી જાતી !

મગર ખતા તકદીરથી, સનમ! સદા તું દૂર ;
આશક તણી તુંથી ન ખતા શું ખસી જાતી ?

હિના ફરે તુજ કદમની, સનમ! ચમનમાં રોજ ;
હુંથી ગુલે ન ખારની હારો મગર જાતી !

તું ફૂલથી કાંટા, સનમ! ચાહે તો કર દૂર ;
તુંને મગર તકલીફ એ આપી નહીં જાતી !

કાફર દિલ આ તો કરે, સનમ! લાખ તકસીર ;
ત્હારી મગર યાદી વગર ઘડી નહીં જાતી !

એ યાદી પર તું, સનમ! કરી રહી છે મહેર ;
તું આવતી પણ બુલબુલે ગભરાઇને જાતી !

તું ચાહે તો શોર એ કરે ઇશારે ચૂપ ;
તુંથી મગર રહેમ અને શરમ નહીં જાતી !

ત્હારી નાદાની અને ત્હારી લિયાકત, યાર !
તેમાં દીદારની ઘડી લૂટાઇને જાતી !

ખાર અને આ શોર ત્યાં તું બુરકામાં આવ ;
ત્યાંથી મગર એ શિકલે ગુલ જોઇ નહીં જાતી !

આશક આલમમાં ભર્યું, સનમ! બધે ત્હેં ઝેર !
ચૂસે ન તું ત્યાં ઝેરની તાસીર ના જાતી !

લાખો, સનમ! તુજ ફરકતા પલ પલ ઓસા કાજ ;
આ બેવુઝે પણ શિકલ ના ધરી ત્હને જાતી !

ખતા કરી ભૂલું ખતા, સનમ ! હજારો વાર ;
ભેટતાં તુંને મગર ના એ ખટક જાતી !

તું તો યારીનો સદા, સનમ ! ધરી રહી હાથ ;
આ હાથની રેખા મગર બૂરી નહીં જાતી !

કેમ કહું તુજને ખતા કરવાને મુજ સાફ ?
આ હાથની એ હાથથી ધોઇ નહીં જાતી !

કિસ્મત જામે શરાબનું ભરી શાહી ત્યાં મ્હેં જ
કે ચિલ્વનો માશુકની ચીરી નહીં જાતી !

ના તાકાત મળે, સનમ ! ના કિસ્મત પલટાય ;
કમબખ્ત આ જૂદાઇ તો ન કયામતે જાતી !

૩ – ૮ – ૯૯.

## साकीने ठपको

સાકી, જે શરાબ મ્હને દીધો દિલદારને દીધો નહીં ;
સાકી, જે નશો મુજને ચડ્યો દિલદારને ય ચડ્યો નહીં !

મુજ ચશ્મમાં ચરખો ફરે, કદમે બદન લથડી પડે ;
દિલદાર તો મલકયા કરે, નકી યારને પાયો નહીં !

આશક અને માશૂકને, પાવો એક જામે ને સીસે;
પાવો એક હાથે સાકીએ, ઇનસાફ ત્હેં કીધો નહીં !

મ્હારી ગઇ શરમે બધી, દિલદાર હુજા મહીં હજી ;
ત્હારી બની ખાલી સીસી, પાવાય ત્હેં રાખ્યો નહીં !

સરખાં બને બન્ને જરા, ત્યાં તો શરાબીની મઝા ;
ઉલટી કરી ત્હેં તો સજા, નયને સનમ ખેલી નહીં !

મુજ ખૂન આ કૂદી રહે, દિલદારનું થંડું બને ;
મુજને ચડે ત્યાં ઉતરે, કાંઇ મઝા આવી નહીં !

આ રાત પહેલી વસ્લની, માશૂકના ઇનકારની;
ત્યાં બેવકૂફી ત્હેં કરી, તુજ જામ કાં ફૂટયું નહીં !

ના રોશની ગાલે ચડી, જરી ના લબે સુરખી પડી;
ઘેરી બની ના આંખડી, દિલ યારનું જાગ્યું નહીં !

આ પ્હોર ચાર જ રાતના, કંઇ વાયદા વીત્યે મળ્યા;
કંઇ હોંશથી જિગરે જડ્યા, તેની કદર તુંને નહીં !

ના ખેંચ આશક તો કરે, માશૂકને પાવો પડે;
ના સાકીએ પીવો ઘટે, ત્હેં કાયદો પાળ્યો નહીં !

જોઇ સનમને રૂબરૂ, ઘેલો હતો પૂરો જ હું;
પામો ફરી, પીતો ય તું, પણ યારને પાયો નહીં !

આ વાય ફજર તણી હવા, મુજ રાત વીતી સુસ્તમાં;
દિલદાર આ ઉઠે જવા, એ બે શુકન બોલી નહીં !

જો આવશે કો દી સનમ, તો લાવશે આંહીં કદમ;
તુ રાખજે - ભાઇ ! રહમ, ગફ્લત ઘટે આવી નહીં !

૪ - ૮ - ૯૬.



## सनमने

યારી ગુલામી શુ કરૂં ત્હારી ? સનમ !
ગાલે ચૂમું કે પ્હાનીએ તુંને ? સનમ !
તું આવતાં ચશ્મે જિગર મ્હારૂં ભરે,
જાતાં મગર શું શું કરી રોકું ? સનમ !
તું ઇશ્ક છે યા મહેરબાની યા રહમ ?
હસતા ઝરે મોતી લબે તે શું ? સનમ !
સેરી કદમની જોઇ ના પૂરી કદી !
આવી ન આવી એમ શું થાતી ? સનમ !

ત્હારી સવારી ફૂલની ક્યાં ક્યાં ફરે?
તેનો બનું ભમરો બની શું શું? સનમ!

જાણે વિંટાઇ ઝુલ્ફમાં છુપી રહું!
તાકાત ના દીદારમાં રહેતી! સનમ!

છે દિલ્લગીનો શોખ કે તુંને નહીં?
તો આવ કાં? કાં બોલ ના આવી? સનમ!

જોઈ ત્હને આંખો નકામી આ બધે,
ફોડી દઊં પૂરી ત્હને આંખે? સનમ!

આ ચશ્મની તુંને ચદર ખૂંચે નકી,
કોને બિછાને તું સદા પોઢે? સનમ!

આપું જિગર ત્હોયે ન તું ત્યાં શું ત્હને?
માલેક આલમના જિગરની તું, સનમ!

તુંને કહું હું યાર તો ગુસ્સે નહીં:
ત્હોયે હસે છે દૂરની દૂરે! સનમ!

તુંને કહું ખાવિન્દ તો રીઝે નહીં!
ત્યાં એ હસે તું દૂરની દૂરે! સનમ!

— ૯૯.

## सनमनी यारी

યારી કરૂં ત્હારી? કરૂં યા ના? સનમ!
કોઇ ખુવારીથી ડરૂં યા ના? સનમ!

તુજ તાજ કાંટાનો ઉપાડી લે, સનમ!
ખૂને ઝરે કૈં આલમો ત્યારે, સનમ!

છે સોઇ તુંને કે નહીં દિલદારની?
તુંને નઝર આ દિલ કરૂં યા ના? સનમ!

કોઈ દીવાનો મસ્ત હો, લાચાર હો,
તેને રજા દરબારમાં યા ના ? સનમ !

મ્હારે ટકોરે દ્વાર ખુલ્લે કે નહીં,
ત્હારી પુકારૂ શેરિયે યા ના ? સનમ !

છે શોખ મિજમાનો ફકીરોનો ન યા ?
કે ઝિદ કરૂં દરવાનથી યા ના ? સનમ !

તકલીફની પરવા ન પીવા આવતાં,
હાથે મગર તુ પાય છે યા ના ? સનમ !

લાખો જવાહિરો જહાં તુંને ધરે,
રાની કરૂં ત્યાં ગુલ રુજુ યા ના ? સનમ !

જ્યાં લાખ ચશ્મો ચૂમતાં ત્હારાં કદમ,
ત્યાં ભેટવા દોડું ત્હને યા ના ? સનમ !

નાલાયકી ને બેવકૂફી યારની,
ત્યાં તું શરાબીમાં ભળે યા ના ? સનમ !

શાહી ફકીરીથી ભળી જાણી નહીં,
દિલ ત્હોય ચાહે . ચાહવું યા ના ? સનમ !

જોઇ ત્હને ચશ્મે ઝરે છે ખૂન તે
ત્હારી હિનામાં રેડવું યા ના ? સનમ !

તું છે બધું, હું કાંઈ એ છું ના, મગર
યારી કરૂ ત્હારી ? કરૂં યા ના ? સનમ !

— ૯૯.



## ૪ સનમની શોધ

પેદા થયો છું ઢુંઢવા તુંને, સનમ !
ઉમ્મર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ !

છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ !

ગફલત મહીં હું, ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા એને, સનમ !

જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ !

ત્હારી મદદ કોને હશે, માલૂમ નહીં,
શું યારના દુશ્મન સહે યારી ? સનમ !

પાંચે નમાઝે ઝૂકતાં ત્હારે કદમ
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ !

છો દમબદમ ખંજર રમે ત્હારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !

તું માફ કર, દિલદાર ! દેવાદાર છું !
છે માફ દેવાદારને મ્હારા, સનમ !

કાંઇ નઝરબક્ષી થવી લાઝિમ ત્હને,
ગુઝરાનનો ટુકડો ઘટે દેવો, સનમ !

પેદા થઇને ના ચૂમી ત્હારી હિના,
પેદા થયો છું મોતમાં જાણે, સનમ !

શાને કસે છે મુફ્ત આ લાચારને ?
દાવો સુનાનો છે હમારો ના, સનમ !

પથ્થર બની પેદા થયો છું ખ્હાડમાં,
છું ચાહનારો એ ય તુંથી છું, સનમ !

— ૯૯.



## सनमने सवाल

તુ યાર ક્યાં ? દુશ્મન કયો ? જાણું નહીં !
આ દિલ ધડકતું જાય ક્યાં ? જાણું નહીં !

આવે ધરી આ દુશ્મનો ત્હારી શિકલ–
આ આંખ આ અંધી બની ? જાણું નહીં

છે હાથ તો લાંબો કર્યો, દોરાઉં છું :
છે દોરનારૂં કોણ આ ? જાણું નહીં.

* * *

છે તો ચમન ત્હારો, રચેલો ત્હેં ખુદે ·
ચૂંટું ગુલો યા ખાર આ ? જાણું નહીં !
જાદૂ ભરી બુલબુલ બજાવે વાંસળી :
તેની જબાંમાં કોણ છે ? જાણું નહીં !



## स्वर्गगीत

ખોવાયેલાંને બોલાવો :
સ્વામીનો સન્દેશો કહાવો :
પગ ધોવાને પાણી લાવો
ખોવાયેલાંને માટે.

આવો, મ્હેલ ઉઘાડો આવો :
દોરી દોરી દોરી લાવો :
આવોને ગાતાં સ્વામીને
ખોવાયાં સાથે.

ભૂખ્યાંને ભોજનમાં લાવો :
તરસ્યાંને દ્રાક્ષાસવ પાઓ :
પાથરજો હૈયાં થાક્યાંને–
લાવો ખોવાયાં સૌને !

ના ખોવાયાં ના તરસ્યા છે :
ખોવાયાં ભૂખ્યા તરસ્યાં છે :
સાથ તજી ખોવાસાં જાઓ –
ખોવાયાં લાવો !



## नवो सैको

લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફૂટી ખીલી ખરી જતી કંઇ પાંખડીઓ,

વર્ષો તણાં શતક તેમ અનન્તતામાં,
ફૂટી ખીલી ખરી જવા વહતાં હજારો.

ફૂટે, ખીલે, ખરી પડે કંઇ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એક જ લ્હેર મ્હાણે;
ત્યાં ભૃંગ જે ય ચકચૂર સુધા મહીં તે
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે.

આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણના રસનો વિહારી;
આત્મા ગણે નહિ જ તે યુગને – ક્ષણોને,
ક્યાં દેશકાલ? સઘળે જ વસન્ત જામી.

ક્યાં શીતઉષ્ણ? સઘળે જ વસન્ત છાઇ,
ફેલે પરાગ સહુ એક જ ભૃંગ કાજે;
તેને કયું નવલ છે ફુલ અર્પવાનું?
આશિષ આ ઉછળતી પણ કોણ માટે?

એ ભૃંગના જ સહુ વારસ છો અહીંઆં,
એ પદ્મની મધુરતા બધી વારસો છે;
શું જો ઉડો સુખથી સૌ જ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે.

વ્હાલાં : સખા, સખિ, સહોદર બાલ ભોળાં,
લક્ષ્મી તણા કુસુમના મધુનાં વિહારી!
ઈચ્છું કયું નવીન હું સુખ સૌ તમોને
આ બેસતું શતક વર્ષ તણું બતાવી?

જાણું નહીં અશુભ શું શુભ શું હશે તે,
જાણું નહીં અહિત શું હિત શું હવે વા;
જાણું નહીં સુખ સુખે અથવા દુઃખે તે,
શું ઈચ્છવું : નહિ જ એ પણ જાણતો વા.

જાણું પરન્તુ રસનાં સહુ છો વિહારી,
જાણું વળી કુસુમ એક જ છે રસાળું;
છો જે તમે કુસુમનાં કુસુમે રહો એ:
એ ભાગ્ય, એ જ હિત, એ શુભ ઇચ્છવાનું.

સેવા ધરૂં નવીન શી ચરણારવિન્દે?
ગૂથી કયા કુસુમનો લઇ હાર આપું?
લક્ષ્મી તણા સુમન પાસ ફુલો લજાતાં,
સ્વામી ઘરે સહુ જ ત્યા કયી ભેટ લાવું?

લાવી ધરૂ હૃદય તો પણ આ તમોને,
લાવી ધરૂ હૃદય તે નિજ સાથ લેજો;
પીજો પીવાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
ભીજું ઘરે પ્રભુજી તે લઇ મગ્ન રહેજો!



# *शराबनो इनकार*

આવું, કહો! કયાં એકલો? આશક જહાં થાતી નથી;
પ્યાલું ભર્યું આ. ના કદર! પીવા જહાં પ્યાસી નથી.
છે પ્યાસ, છે શોખે અને છે આ જિગરને સહોબતે;
મીઠું ભર્યું જામે, મગર હા! સોબતી પીવા નથી.

* આ કવિતા થિયોસોફીએ આપેલી એક ભાવના પરથી બનેલી છે. ગીતામાં,ભગવાને કહ્યુ છે કે भुजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्॥ વિશ્વવ્યવસ્થ ના યજ્ઞાર્થે પકાવવૂ અને એ હવિમાથી શેષ માત્ર લેવું, એ ગીતાનો મુખ્ય ઉપદેશ છે. એ ક્રમથી ઉલટો ચાલનાર સ્વાર્થી છે અને ચોર છે બધા સ્વાર્થી ચોર છે કેમ કે જે વિશ્વવ્યવસ્થાનુ છે, તે તે પોતાને માટે ઝૂટી લેવા માગે છે બધુ જ એ વિશ્વવ્યવસ્થાનુ છે, તેથી ન્હાનો સ્વાર્થ પણ મ્હોટી ચોરી છે

થિયોસોફી કહે છે, કે અગણિત જન્મના ફેરા પછી ન્હાના ન્હાના સ્વાર્થો પછી, અને ન્હાની ન્હાની આશાઓ પછી એવો એક સમય

નૂરે જુદાઈમાં તમે, સાકી, શરાબી ને સનમ;
સોબત હમારી આલમે, આલમ ચડી ઈશ્કે નથી.

બેઈશ્ક શું જાણે શરાબી યા શરાબીની સજા?
બેઈશ્કથી જૂની મહોબત તૂટતી આજે નથી.

આલમ, પિદર, માદર, બિરાદર, દોસ્ત ને શું શું નહીં?
ગફલતે તેને સુવારી જામ પીવાતું નથી.

આ જામ પર લાખો જહાં કુરબાન તો કરવી ઘટે;
તો યે સગાઈના હકે એ પેશકદમી ના થતી.

પીવાડવું જો ના બને, પીવું પછી ચોરી કરી;
આલમ રડે, હું ક્યાં હસું? એ ખૂન જોવાતું નથી.

સોબત વિના કેવી શરાબી? શી ખુમારી એકલાં?
આ જામ પ્યારૂં જિન્દગીથી તો ય ચૂમાતું નથી.

---

આવે છે, જ્યારે જીવ નિર્વાણભૂમિકાના દ્વાર પાસે આવી ઉભો રહે છે અને આખા વિશ્વને પોતાની સાથે લેઇ જવાની મહાન્ આશામાં મહાન્ સ્વાર્પણ માટે તૈયાર થાય છે. **નિર્વાણભૂમિકા** તરફ એક પગલું તે આગાડી ભરે અને કુદરતની બધી સ્થિતિઓથી પર જાય અને પછી આ સંસાર સાથેનો તેનો દોર તૂટી જાય; પણ, **ગીતા**ના ઉપલા ઉપદેશને અનુસરી, ઘણા **મહાત્માઓ** **નિર્વાણ**નું સુખ છોડી દેઇ, સંસારીને મદદ આપવા સંસારમાં રહે છે. નિર્વાણભૂમિકામાં પગલું મૂકવા જતાં જ, હૃદયમાં મહાન્ ક્ષોભ થાય છે. જાણે પાછળ દુઃખમાં પડેલી આખી કુદરતનું દયામણું રુદન પુકાર મારતું અને સાદ કરતું જાગી ઉઠે છે. **પરમ દયાળુ મહાત્મા** આપણા ઉદ્ધાર માટે, ઉપર ન જતાં, નીચે ઉતરી આવે છે.

**નિર્વાણભૂમિકા**નું દ્વાર ઉઘડે છે, કુદરતનો પુકાર સંભળાય છે અને **મહાત્મા** આપણા ભોમિયાનું અને રક્ષકનું કાર્ય બજાવવા આપણી તરફ વળે છે. તે સ્થિતિ ધ્યાનમાં રાખીને આ કવિતા લખાઇ છે. **મહાત્મા**ના **બોલ** એવા એક **મહાત્મા**ના મુખમાંથી નિકળતા હોય એવી કલ્પના રાખી છે.

**સનમ** અને **સાકી** નિર્વાણભૂમિકાનાં **સ્નેહ** અને **સત્ય** છે અને **શરાબ** એ ભૂમિકાનો **આનન્દ** છે.

આટલું કહ્યા પછી બીજું બધું સહજ સમજાય તેવું સરલ છે.

પ્યાલુ જરી પીતાં જિગરથી આ જહાં છૂટો પડે ;
પીનાર પી પી જાય તો આલમ તણું કોઈ નથી .

પ્યાલું ધરૂં જ્યાં હુ લબે , આલમ પુકારી ઊઠતી ,
ઝાડો , ઝરા , ફૂલો રડે , આંસુ સહાતાં એ નથી .

છો પ્યારથી આવ્યા અહીં , આફત ન આ ધારી હશે ;
નાઉમેદીની હવે માફી મગાતી એ નથી .

સાકી ! સનમ ! પાછાં ફરો , ઠેલુ તમારા હાથને ;
ઇશ્કે જહાંમાં ઇશ્કનુ આ જામ લેવાતું નથી !

તો યે , સનમ ! સાકી ! હમારી રાહ તો જોજો જરૂર :
પીધા વિના આ જામને , રાહત નથી ! ચેને નથી .

તાજિમોથી , ઇશ્કથી , લાખો ખુશામદથી અગર –
જાઉ જહાંને લાવવા , તો ત્યાં મઝા એને નથી .

આશક થઇ પ્યાસી હશે આલમ તમારી એક દી :
સાથે લઈ પીશું શરાબી , હુજ ત્યાં પીવા નથી .



# ૪ આપની યાદી

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની ;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની !

માશૂકોના ગાલની લાલી મહીં લાલી , અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની !

જોઉં અહીં ત્યા આવતી દરિયાવની મીઠી લહર ,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં ,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમ બ દમ બોલી રહી ઝીણી સિતારી આપની!

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની!

દેખી બૂરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની!
ધોવા બૂરાઇને બધે ગંગા વહે છે આપની!

થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાં એ આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની!

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર:
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની!

રોઉં ન કાં એ રાહમાં એ બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું:
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની!

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી:
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની!

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!



# શ્રી कलापीના केकारवનો શબ્દકોષ

અતીવ = અતિ ; પુષ્કળ ; બેશુમાર .
અનભિજ્ઞતા = અજાણ્યાપણું ; અજાણપણું ; ભોળું ; અજ્ઞાન.
અનલ = દેવતા ; અગ્નિ .
અનલહક = "બ્રહ્મથી હું અભિન્ન છું" એવા અર્થનો અરબ્બી મન્ત્ર ; આ મન્ત્રનો જપ મનસૂર નામના મહાત્માએ કર્યો હતો અને ઈશ્વરની સાથે એકતા હોવાનો દાવો કરવા માટે મુસલમાનોએ એમને દેહાન્તદંડ કર્યો હતો .
અનિલ = પવન ; વાયુ .
અનંગ = કામદેવ ; પ્રેમદેવ .
અભિસારિકા = પોતાના પ્રેમપાત્રને અત્યંત ઉત્સુકતાથી મળવાનો સંકેત કરનારી નાયિકા .
અભ્ર = વાદળું .
અર્જુન = શ્રીમદ્ ભગવદ્ગીતાના તેમ જ શ્રી મહાભારતના વીર પુરુષો પાંડવો – જેમાં મુખ્ય ધનુર્ધર અર્જુન – પ્રેમનું સંસ્કરણ પામેલા મનનું એ રૂપક છે.
અલકલટ = માથાના વાળનો જથ્થો–ઝુલ્ફ – વાળની લટ.
અવધિ = હદ ; સીમા .
અવધૂત = જેણે રાગની તેમ જ ત્યાગની બન્ને ભાવનાઓ ત્યજી દીધી છે તેવો તપશીલ અને જ્ઞાનસિદ્ધ મહાત્મા ; રાગત્યાગથી અતીત મસ્ત પુરુષ – ત્રિગુણાતીત સન્ત .
આખ્યાયિકા = ન્હાનું આખ્યાન ; ટૂંકી વાર્તા .
આતશ = અગ્નિ ; દેવતા .
આનન્દકેન્દ્ર = જેનું મધ્યબિન્દુ આનન્દ છે એવું .
આફતાબ = સૂર્ય .
આમીન = અસ્તુ !
આર્દ્ર = ભીનું ; કોમળ .
આલમ્બ = ટેકો ; આધાર ; અવલમ્બન .
આશક = ઇશ્ક જેનું જીવન છે તે આશક . ચાહનાર ; પ્રેમી ; ભક્ત .
આહ = નિઃશ્વાસ .
આહ્લાદ = ઉલ્લાસ ; આનન્દ .
ઇકબાલ = નસીબ ; કિસ્મત .
ઇચ્છાશક્તિ = હૃદયબલ - 'વિલ્-પાવર.' Will-Power.
ઇશ્ક = મહોબત ; પ્રીતિ ; ભક્તિ; સ્નેહ .
ઉત્ફુલ્લ = પ્રફુલ્લ ; ખીલેલું .
ઉદ્ભિદ્વિદ્યા = વનસ્પતિશાસ્ત્ર .
ઉદર = પેટ .
ઉપવન = બાગ ; બગીચો .
ઉપાલંભ = ઠપકો .

# શ્રી કલાપીના કેકારવનો શબ્દકોષ

**અતીવ** = અતિ ; પુષ્કળ ; બેશુમાર .

**અનભિજ્ઞતા** = અજાણ્યાપણું ; અજાણપણું ; ભોળું ; અજ્ઞાન.

**અનલ** = દેવતા ; અગ્નિ .

**અનલહક્** = "બ્રહ્મથી હું અભિન્ન છું" એવા અર્થનો અરબ્બી મન્ત્ર ; આ મન્ત્રનો જપ મનસૂર નામના મહાત્માએ કર્યો હતો અને ઇશ્વરની સાથે એકતા હોવાનો દાવો કરવા માટે મુસલમાનોએ એમને દેહાન્તદંડ કર્યો હતો .

**અનિલ** = પવન ; વાયુ .

**અનંગ** = કામદેવ ; પ્રેમદેવ .

**અભિસારિકા** = પોતાના પ્રેમપાત્રને અત્યંત ઉત્સુકતાથી મળવાનો સંકેત કરનારી નાયિકા .

**અભ્ર** = વાદળું .

**અર્જુન** = શ્રીમદ્ ભગવદ્ગીતાના તેમ જ શ્રી મહાભારતના વીર પુરુષો પાંડવો – જેમાં મુખ્ય ધનુર્ધર અર્જુન – પ્રેમનું સંસ્કરણ પામેલા મનનું એ રૂપક છે.

**અલકલટ** = માથાના વાળનો જથ્થો–ઝુલ્ફ – વાળની લટ.

**અવધિ** = હદ ; સીમા .

**અવધૂત** = જેણે રાગની તેમ જ ત્યાગની બન્ને ભાવનાઓ ત્યજી દીધી છે તેવો તપશીલ અને જ્ઞાનસિદ્ધ મહાત્મા ; રાગત્યાગથી અતીત મસ્ત પુરુષ – ત્રિગુણાતીત સન્ત .

**આખ્યાયિકા** = ન્હાનું આખ્યાન ; ટૂંકી વાર્તા .

**આતશ** = અગ્નિ ; દેવતા .

**આનન્દકેન્દ્ર** = જેનું મધ્યબિન્દુ આનન્દ છે એવું .

**આફતાબ** = સૂર્ય .

**આમીન** = અસ્તુ !

**આર્દ્ર** = ભીનું ; કોમળ .

**આલમ્બ** = ટેકો ; આધાર ; અવલમ્બન .

**આશક** = ઇશ્ક જેનું જીવન છે તે આશક . ચાહનાર ; પ્રેમી ; ભક્ત .

**આહ** = નિ:શ્વાસ .

**આહ્લાદ** = ઉલ્લાસ ; આનન્દ .

**ઇકબાલ** = નસીબ ; કિસ્મત .

**ઇચ્છાશક્તિ** = હૃદયબલ – 'વિલ્‌પાવર.' Will–Power .

**ઇશ્ક** = મહોબત ; પ્રીતિ ; ભક્તિ ; સ્નેહ .

**ઉત્ફુલ્લ** = પ્રફુલ્લ ; ખીલેલું .

**ઉદ્‌ભિદ્વિદ્યા** = વનસ્પતિશાસ્ત્ર .

**ઉદર** = પેટ .

**ઉપવન** = બાગ ; બગીચો .

**ઉપાલંભ** = ઠપકો .

**ઉલ્ફત** = માયા ; મહોબ્બત ; પ્રેમ .
**ઉષા** = પ્રભાત .
**ઉષ્મા** = ગરમી ; હૂંફ .
**ઉસ્તાદ** = શિક્ષક , ગુરુ .
**ઋષિ** = વેદોની ગુહ્ય પરિભાષાને સમજીને ગાનાર પ્રેરિત પુરુષ; આન્તરમાં પ્રકાશ પામેલો પ્રેરિત પુરુષ તે ઋષિ .
**ઓંકાર**=ૐબ્રહ્મનો — પરમાત્માનો એકાક્ષરી મન્ત્ર ; એને પ્રણવમન્ત્ર પણ કહે છે .
**અંક** = ખોળો — ઉત્સંગ
**અંજામ** = છેવટનું પરિણામ .
**અંબર** = વસ્ત્ર ; કપડાં .
**કજા** = મોત , મૃત્યુ .
**કયામત** = મરણ પછી નવેસર ઉઠવાની સ્થિતિ . મહાપ્રલયની સ્થિતિ . આ શબ્દ ઈસ્લામી ધર્મનો છે .
**કરંટ** = કાગડો , કરટ ઉપરથી .
**કલુષમયતા** = ક્લેશ, મલિનતા
**કાતિલ** = કતલ કરનાર ; પ્રાણ લેનાર .
**કાલિદાસ** = સંસ્કૃત કાવ્ય — સાહિત્યના સર્વશ્રેષ્ઠ કવિ
**કાસાર** = સરોવર ; તળાવ .
**કિરાત** = ભીલ — મહાદેવજીનું એક નામ છે .
**કિશોરી** = ન્હાની વયની .
**કાન્ત**=પ્રેમી ચાહનાર , આશક .
**કાન્તિ** = રૂપ , ખૂબસુરતી .
**કુરંગ** = મૃગ , હરણ .
**કૃષ્ણ** = ભગવાન વિષ્ણુના દશ મુખ્ય અવતારોમાં આઠમો અવતાર ભગવાન શ્રી કૃષ્ણનો તેઓ પૂર્ણપુરુષ ગણાય છે અને પ્રેમનો , જ્ઞાનનો અને યોગનો પૂર્ણ સંસિદ્ધ અવતાર મનાય છે .
**કેલિ** = વિહાર ; ઉપભોગ .
**ક્લાન્ત** = થાકેલો ; શ્રમિત .
**ખડ્ગ** = તલ્વાર .
**ખતા** = ભૂલ ; ગુનાહ .
**ખાક** = ખાખ = રાખ = ધૂળ; માટી .
**ખાકી** = ખાખી = અવધૂત ; જોગી .
**ખાર** = કાંટા .
**ખાલિક**=ખાલેક=ખલ્કના માલેક પરમાત્મા .
**ખિલાફ** = ખોટું , જૂઠું . અવાસ્તવિક .
**ખેરાત** = દાન ; બક્ષિસ
**ખૌફ** — ખ્વૌફ = ગુસ્સો, ક્રોધ .
**ખ્વાબ** = સ્વપ્ન .
**ખ્વાહિશ** — ખાહેશ = ઇચ્છા, મરજી .
**ગભરૂ** = કોમળ .
**ગમ** = દુઃખ : દિલગીરી .
**ગમખ્વાર** = દુઃખથી ખરાબ થઇ ગયેલો .
**ગાફિલ** — ગાફેલ = અજ્ઞાન, બેભાન , ગફલતમાં રહેલો તે ગાફેલ
**ગાયત્રી** = બ્રાહ્મણ, ક્ષત્રિય અને

વૈશ્યને નિત્ય જપવાનો ઋગ્વેદમાં કહેલો મંત્ર; એમાં ત્રણ પદ હોવાથી એને ત્રિપદા પણ કહે છે.

ગિરિ – ગિરિવર=પહાડ ; પર્વત.
ગિલ્લા=નિન્દા ; અપકીર્તિ .
ગીતા= શ્રીમદ્ ભગવદ્ ગીતા – આર્યોનું એક અતિ મહત્ત્વનું અને અદ્ભુત ધર્મપુસ્તક. એમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે સંવાદ છે. ૭૦૦ શ્લોકો અને ૧૮ અધ્યાય છે. એના કર્તા ભગવાન્ વ્યાસ મુનિ છે.
ગુલ = ફૂલ ; પુષ્પ .
ગુલઝાર = બગીચો .
ગુલ્મ = પાંદડાંનો ગુચ્છો .
ગેબી = અદૃશ્ય ; દિવ્ય .
ગેંદ = દડો – દડી .
ગૌણ = મુખ્ય નહિ તે ; નાનું.
ગંગા=પવિત્ર નદી . (ગંગાજીના નામ ઉપરથી . )
ગ્રીવા = ડોક ; ગરદન .
ગ્લાનિ=દિલગીરી ; શોક .
ચમન=બાગ ; બગીચો ; ઉપવન.
ચશ્મ = આંખ .
ચારુતા = સુન્દરતા ; રૂપ .
ચિર = લાંબું ; દીર્ઘ .
ચિલ્વન = પડદો .
ચંડોળ = એક ન્હાના પંખીનું નામ છે. અહીં તો રૂપક છે.
જફા = દુઃખ. બેજફા = દુઃખ-રહિત .
જબાં = જીભ ; ભાષા; વાણી .
જલધિ = દરિયો ; સમુદ્ર .
જહન્નમ=નરક; નારકી ભૂમિકા .
જહાંગીર = દુનિયાને જીતનાર .
જ્વર = તાવ ; બુખાર .
ઝખ્મ = ઘા .
ઝબેહ = કતલ .
ઝાલિમ = ઝુલ્મગાર .
ઝુલ્ફ = માથાના વાળની લટ ; ઝુલ્ફાં .
ઝૈફી–ઝઇફી=વૃદ્ધપણું ; ઘડપણ .
તકસીર = ભૂલ .
તબૂર = પતરાનું એક વાસણ, જે શેકવાના કામમાં આવે છે .
તમિસ્રા = રાત્રિ .
તરલતા=ચંચલતા ; અસ્થિરતા .
તરુ–તરુવર=ઝાડ ; મ્હોટાં ઝાડ .
તલબ=અતિ આતુર ઇચ્છા .
તસલ્લી=સમજાવટ ; સમાધાન ; શાન્તિ.
તાઝિમ=માન આવકાર; સત્કાર .
તાસીર = અસર .
તિર્યંચ = પંખી .
તુફૈલે = વાસ્તે ; માટે .
તુમુલ = અતિ ગાઢ ; ઘોર .
તુષાર = ઝાકળ .
તેગ = તલ્વાર .
તોબાહ = પસ્તાવો ; પશ્ચાત્તાપ .
દમ = શ્વાસ ; પળ , ક્ષણ .
દમ બ દમ=પળેપળ ; ક્ષણે ક્ષણ.
દર = હરેક .
દરખત = ઝાડ .
દર્વિશ–દરવેશ = સાધુ ; સન્ત ; ફકીર ; મહાત્મા .

**હસ્ત** = હાથ .
**દારૂ** = મદ્ય-(પ્રેમરૂપી) .
**દિગમ્બર** = દિશાઓ જેના વસ્ત્ર છે એ , નગ્ન .
**દિનકર** = સૂર્ય .
**દિલબર** = પ્રિયતમા .
**દીદાર** = દેદાર = દર્શન .
**દ્રુમ** = ઝાડ .
**દેતલ**=દેનાર , (ચારણી ભાષાનો પ્રયોગ છે . )
**દૌર્બલ્ય** = દુર્બળતા .
**દ્યુતિ** = પ્રકાશ , જ્યોતિ .
**દ્વિગુણી** = બમણું .
**ધવલ** = ધોળું .
**ધાતા** = કર્તા , સ્રષ્ટા
**ધૂર્જટિ** = મહાદેવ – શંકર – શિવજી .
**ધ્વંસ** = નાશ .
**નફ્સ** = માનસિક વિકાર ; કામ .
**નાસ્તિક** = માત્ર દૃશ્ય વસ્તુ જ સત્ છે એમ માની કેવળ ઐહિક જીવન જીવનાર અને ઇશ્વરને અન્તરમાં નહિ માનનાર અતિબુદ્ધિવાદી , વિકૃત બુદ્ધિવાદી Sceptic; Nihilist .
**નિગાહ** = નઝર, કૃપાદૃષ્ટિ .
**નિમિષભર** = ક્ષણભર .
**નીવી** = સ્ત્રીને કટિ ઉપરનું પહેરવાનું વસ્ત્ર .
**નૂતન** = નવીન .
**ન્યામત**=પકવાન; મિષ્ટ ભોજન; એ ઉપરથી કૃપા; મહેરબાની.
**પતાકા** = ધજા , વાવટો .
**પથિક**=પથી , મુસાફર, પ્રવાસી .
**પરુષ** = કઠોર , કઠણ .
**પરેશાની** = ઉદાસીનતા .
**પલ્વલ** = ખાબોચીઉં ; ન્હાની તલાવડી .
**પીયૂષ** = અમૃત , સુધા .
**પુનરુદ્વાહ** = ફરી વારનું લગ્ન .
**પુરાતન**=પુરાણું, જૂનું, પ્રાચીન.
**પુલકિત** = આનન્દી , હર્ષિત .
**પુલીન**=જલહીન–સુકાઇ ગયેલું તળાવ, જલરહિત સૂકો કિનારો.
**પુંજ** = ઢગલો .
**પેર** = કદમ , પગ .
**પ્રણવ** = પ્રેમ , પ્રીતિ , સ્નેહ .
**પ્રણવ** = જુઓ ૐ .
**પ્રશાખા** = ન્હાની ડાળી .
**પ્રસૂન** = ફૂલ , પુષ્પ .
**પ્રજ્ઞ** = પૂર્ણ જ્ઞાની .
**પંચત્વ** = નિર્વાણ , મૃત્યુ .
**ફેઝલ**=મહેરબાની, કૃપા, આનંદની નજર .
**ફના**=નાશ ; સ્વાર્પણ; ત્યાગ .
**ફરહાદ** = ઇરાનના એક પ્રખ્યાત આશકનું નામ છે. તે સાધારણ હાલતનો આદમી છતાં **શીરીન** નામની **ચીન**ની રાણીને ચાહતો હતો અને તેના પ્રેમમાં તેણે મ્હોટો પહાડ ખોદ્યો હતો. **શીરીન**-ફરહાદના નામ ઈશ્કના સાહિત્યમાં બહુ પ્રખ્યાત છે.

**ફ઼લક** = (૧) આકાશ ; (૨) ઢાલ ; (૩) સપાટી .
**ફિદવી** = નમ્ર ; પ્રશંસક .
**ફિલસૂફી** = તત્ત્વજ્ઞાન : Philosophy .
**બદન** = શરીર .
**બરકત** = લાભ ; નફો .
**બાલાર્ક** = ઊગતો સૂર્ય .
**બિયાબાન** = જંગલ ; અરણ્ય .
**બિસમિલ્લાહ** = "પરમાત્માના નામ સાથે " એવા અર્થનો પ્રત્યેક કાર્યને આરંભે બોલવાનો ઈસ્લામી મંત્ર .
**બીન** = વીણા .
**બુખાર** = તાવ .
**બુલબુલ** = મધુરા સૂર ગાનારૂં એક નાનું પંખી. જીવાત્માના રૂપક તરીકે આ શબ્દ વપરાય છે .
**બુઝરગ** = વૃદ્ધ .
**બુરખો** = મ્હોં ઉપર ઢાંકવાનો કપડાનો પડદો .
**બેગમ** = (૧) રાણી , મહારાણી , (૨) ગમ વગરનું . (૩) દુઃખરહિત; શોકરહિત .
**બેગાના** = અજાણ્યા; તિરોહિત .
**બેઝાર**=કંટાળેલો; દુઃખી; થાકેલો.
**બેત** = કવિતાની યા ગઝલની બે લીટીની કડીને બેત કહે છે :
**બેવુઝૂ** = અપવિત્ર ; નાપાક . [પરમાત્માનું ધ્યાન યા બન્દગી કરતા પૂર્વે હાથ મ્હોં ધોઈને પવિત્ર થવાની ક્રિયાને "વુઝૂ કરવું " કહે છે, તેથી રહિત તે બેવુઝૂ . ]
**બેહયાઇ** = હૃદયહીનતા .
**બેહિશ્ત** = સ્વર્ગ .
**બો** = ગન્ધ ; વાસ .
**ભરત** = આ ભરત રાજાની કથા માટે જુઓ શ્રીમદ્ ભાગવત , સ્કન્ધ ૫ ; અધ્યાય ૮–૯ . (જુઓ આ ગ્રન્થમાં માર્ગદર્શક ટીકા . )
**ભુજા** = હાથ .
**મકરન્દ** = પુષ્પનો રસ .
**મજનૂં** – એનો શબ્દાર્થ "દીવાનો આશક " થાય છે . લેલાં-મજનૂંની પ્રેમકથા ઊર્દું અને ફારસી સાહિત્યમાં બહુ પ્રખ્યાત છે. મજનૂં ધીઝનીના બાદશાહનો શાહજાદો અને લેલાં મીસરના કાજીની દીકરી હતાં . લેલાંને જોતાં જ મજનૂંને પૂર્વ-સ્મૃતિના સંસ્કાર જાગે છે અને તેનામાં તેને અનિર્વાચ્ય દર્શન થાય છે . એ બન્નેની અનેક પ્રકારે કસોટીઓ થાય છે. મજનૂં લેલાંના શબ્દને અલ્લાહનું ફરમાન સમજે છે અને એક ઝાડના થડમાં તપ કરે છે . છેવટે બન્નેનું મળવું થાય છે, અને થોડી ક્ષણમાં બન્ને શરીરો છૂટી જાય છે.

ભગવતી મીરાં, મહાત્મા તુલસીદાસ અને વ્રજની

**હસ્ત** = હાથ.
**હારૂ** = મદ્ય-(પ્રેમરૂપી).
**દિગમ્બર** = દિશાઓ જેના વસ્ત્ર છે એ; નગ્ન.
**દિનકર** = સૂર્ય.
**દિલબર** = પ્રિયતમા.
**દીદાર** = દેદાર = દર્શન.
**દ્રુમ** = ઝાડ.
**દેતલ**=દેનાર, (ચારણી ભાષાનો પ્રયોગ છે.)
**દૌર્બલ્ય** = દુર્બળતા.
**દ્યુતિ** = પ્રકાશ, જ્યોતિ.
**દ્વિગુણી** = બમણું.
**ધવલ** = ધોળુ.
**ધાતા** = કર્તા; સ્રષ્ટા.
**ધૂર્જટિ** = મહાદેવ - શંકર - શિવજી.
**ધ્વંસ** = નાશ.
**નફ્સ** = માનસિક વિકાર; કામ.
**નાસ્તિક** = માત્ર દૃશ્ય વસ્તુ જ સત્ છે એમ માની કેવળ ઐહિક જીવન જીવનાર અને ઇશ્વરને અન્તરમા નહિ માનનાર અતિબુદ્ધિવાદી, વિકૃત બુદ્ધિવાદી Sceptic, Nihilist.
**નિગાહ** = નઝર, કૃપાદૃષ્ટિ.
**નિમિષભર** = ક્ષણભર.
**નીવી** = સ્ત્રીને કટિ ઉપરનું પહેરવાનું વસ્ત્ર.
**નૂતન** = નવીન.
**ન્યામત**=પકવાન; મિષ્ટ ભોજન; એ ઉપરથી કૃપા; મહેરબાની.
**પતાકા** = ધજા, વાવટો.
**પથિક**=પંથી, મુસાફર, પ્રવાસી.
**પરુષ** = કઠોર, કઠણ.
**પરેશાની** = ઉદાસીનતા.
**પલ્વલ** = ખાબોચીઉં, ન્હાની તલાવડી.
**પીયૂષ** = અમૃત, સુધા.
**પુનરુદ્વાહ** = ફરી વારનુ લગ્ન.
**પુરાતન**=પુરાણુ, જૂનુ, પ્રાચીન.
**પુલકિત** = આનન્દી, હર્ષિત.
**પુલીન**=જલહીન- સુકાઇ ગયેલું તળાવ, જલરહિત સૂકો કિનારો.
**પુંજ** = ઢગલો.
**પેર** = કદમ, પગ.
**પ્રણય** = પ્રેમ, પ્રીતિ, સ્નેહ.
**પ્રણવ** = જુઓ ॐ.
**પ્રશાખા** = ન્હાની ડાળી.
**પ્રસૂન** = ફૂલ, પુષ્પ.
**પ્રજ્ઞ** = પૂર્ણ જ્ઞાની.
**પંચત્વ** = નિર્વાણ, મૃત્યુ.
**ફેઝલ**=મહેરબાની, કૃપા, આનન્દની નજર.
**ફેના**=નાશ, સ્વાર્પણ, ત્યાગ.
**ફેરહાદ** = ઇરાનના એક પ્રખ્યાત આશકનું નામ છે. તે સાધારણ હાલતનો આદમી છતા **શીરીન** નામની **ચીન**ની રાણીને ચાહતો હતો અને તેના પ્રેમમાં તેણે મ્હોટો પહાડ ખોદ્યો હતો. **શીરીન**-ફેરહાદના નામ ઇશ્કના સાહિત્યમા બહુ પ્રખ્યાત છે.

**ફલક** = (૧) આકાશ ; (૨) ઢાલ ; (૩) સપાટી .
**ફિદવી** = નમ્ર ; પ્રશંસક .
**ફિલસૂફી** = તત્ત્વજ્ઞાન : Philosophy .
**બદન** = શરીર .
**બરકત** = લાભ ; નફો .
**બાલાર્ક** = ઊગતો સૂર્ય .
**બિયાબાન** = જંગલ ; અરણ્ય .
**બિસમિલ્લાહ** = " પરમાત્માના નામ સાથે " એવા અર્થનો પ્રત્યેક કાર્યને આરંભે બોલવાનો ઈસ્લામી મંત્ર .
**બીન** = વીણા .
**બુખાર** = તાવ .
**બુલબુલ** = મધુરા સૂર ગાનારું એક નાનું પંખી. જીવાત્માના રૂપક તરીકે આ શબ્દ વપરાય છે .
**બુઝરગ** = વૃદ્ધ .
**બુરખો** = મ્હોં ઉપર ઢાંકવાનો કપડાનો પડદો .
**બેગમ** = (૧) રાણી , મહારાણી , (૨) ગમ વગરનું. (૩) દુઃખરહિત; શોકરહિત .
**બેગાના** = અજાણ્યો; તિરોહિત .
**બેઝાર**=કંટાળેલો; દુઃખી; થાકેલો.
**બેત** = કવિતાની યા ગઝલની બે લીટીની કડીને બેત કહે છે ;
**બેવુઝૂ** = અપવિત્ર ; નાપાક . [પરમાત્માનું ધ્યાન યા બન્દગી કરતા પૂર્વે હાથ મ્હોં ધોઇને પવિત્ર થવાની ક્રિયાને "વુઝૂ કરવું " કહે છે, તેથી રહિત તે બેવુઝૂ . ]
**બેહયાઇ** = હૃદયહીનતા .
**બેહિશ્ત** = સ્વર્ગ .
**બો** = ગન્ધ ; વાસ .
**ભરત** = આ **ભરત** રાજાની કથા માટે જુઓ શ્રીમદ્ ભાગવત , સ્કન્ધ ૫ ; અધ્યાય ૮–૯ . ( જુઓ આ ગ્રન્થમાં માર્ગદર્શક **ટીકા** . )
**ભુજા** = હાથ .
**મકરન્દ** = પુષ્પનો રસ .
**મજનૂં** – એનો શબ્દાર્થ "દીવાનો આશક " થાય છે . લેલાં-મજનૂંની પ્રેમકથા ઊર્દુ અને ફારસી સાહિત્યમાં બહુ પ્રખ્યાત છે. મજનૂં ધીઝનીના બાદશાહનો શાહજાદો અને લેલાં મીસરના કાજીની દીકરી હતાં . લેલાંને જોતાં જ મજનૂંને પૂર્વ-સ્મૃતિના સંસ્કાર જાગે છે અને તેનામાં તેને અનિર્વાચ્ય દર્શન થાય છે . એ બન્નેની અનેક પ્રકારે કસોટીઓ થાય છે. મજનૂં લેલાંના શબ્દને 'અલ્લાહનું' ફરમાન સમજે છે અને એક ઝાડના થડમાં તપ કરે છે . છેવટે બન્નેનું મળવું થાય છે, અને થોડી ક્ષણમાં બન્ને શરીરો છૂટી જાય છે.

ભગવતી **મીરાં**, મહાત્મા તુલસીદાસ અને **વ્રજની**

ગોપીઓના જેવી અનન્ય-
ભક્તિનુ આ દૃષ્ટાંત છે
**મજાલ** = શક્તિ, બળ, જોર.
**મધુપ** = ભ્રમર, ભમરો.
**મનસૂર** = મન્સૂર = હુસેનબીન મન્સૂર અલ્ હલ્લાજ, એવુ આ બ્રહ્મનિષ્ઠ મહાત્માનું પૂરું નામ છે. તેઓ બગદાદમાં થયેલા અને અનલહક એટલે अहं ब्रह्मास्मि અથવા सोऽहम्–शिवोहम् બોલવા માટે ત્યાંના સુલતાને એમને કેદમાં પૂરીને છેવટે દેહાન્તદંડ કરેલો, એમના શરીરને સૂળીએ ચડાવેલુ. (હિજરી સન ૩૦૯) ઇસુ ખ્રિસ્તની પેઠે દેહવિસર્જન પછી પણ પોતાના ચુસ્ત આશકોને એમણે દર્શન દીધેલુ એવી પણ માન્યતા ચાલે છે.
**મરહમ** = મલમ.
**મર્જ** = દર્દ.
**મહફિલ**=મંડળી, સભા, મિજલસ
**મહબૂબ**=પ્રિયતમા, મધુર હૃદય.
**મહમ્મદ–મોહમ્મદ** = ઇસ્લામના છેલ્લા પયગમ્બર હઝરત મહમ્મદ સાહેબ.
**માદર** = માતા; જનેતા.
**માઘ** = સંસ્કૃત કાવ્યસાહિત્યમાં કાલિદાસ અને ભવભૂતિ જેવા મહાકવિ એનું રચેલુ નૈષધકાવ્ય પ્રખ્યાત છે સંસ્કૃત સાહિત્યમા એક ઉક્તિ છે કે.—

उपमा कालिदासस्य
भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं
माघे सन्ति त्रयो गुणाः ॥

**માશૂક** = પ્રિયતમા, દિલબર, સનમ; દિલદાર. કેટલીક વાર 'સનમ' શબ્દને બદલે આ શબ્દ વપરાયલો છે અને કેટલીક વાર સાધારણ અર્થમા પણ વપરાયો છે.
**મિસ્કીન** = ગરીબ. નમ્ર.
**મીરાં** = રાઠોડ વંશના કુમારી અને મેવાડનાં મહારાણી શ્રી મીરાંબાઈ મહાન્ ભક્ત થયા. તેઓ અનન્ય પ્રેમથી શ્રી કૃષ્ણ પરમાત્માને ભજતાં હતા અને નરસિંહ મહેતાની પેઠે શ્રી કૃષ્ણ ભગવાને એમને પણ વખતોવખત પ્રત્યક્ષ તેમ જ જુદા જુદા ચમત્કારો વડે દર્શન દીધાં હતા.
**મુકદ્દર**=નસીબ; કિસ્મત.
**મુક્તા** = મોતી.
**મુરવ્વત** = શરમ.
**મુરાદ** = ઇચ્છા; હોશ.
**મુર્શિદ** = ગુરુ; શિક્ષક.
**મૃગપતિ** = સિંહ.
**મોહતાજ** = ગરીબ; લાચાર, કંગાળ.
**મોલા** = પરમાત્મા.
**મ્લાનિ** = દિલગીરી, શોક.
**મ્હેતો–મહેતો** = કાઠીઆવાડના સુપ્રસિદ્ધ ભક્ત નરસિંહ મહેતા જુનાગઢમાં થયા.

તેઓ શ્રી કૃષ્ણ પરમાત્માના અનન્ય ભક્ત હોવાથી તેમને અનેક રૂપે પ્રત્યક્ષ તેમ જ જુદા જુદા ચમત્કારો વડે પરમાત્માએ દર્શન દીધાં હતાં.

**યુગલ** = જોડું – જોડી.

**રાહ** = રસ્તો ; માર્ગ. ધર્મપ્રવાહ ; ધર્મપન્થ.

**રાહત**=આરામ ; સુખ ; શાન્તિ.

**રાહદારી**=રસ્તો; પ્રવાસ; મુસાફરી.

**રિપુદલ** = દુશ્મનનું લશ્કર.

**રુરુદિષા**=રોવાની ઇચ્છા.

**રૂહ**=જીવ ; જીવાત્મા.

**લફ્ઝ**–લબ્ઝ=શબ્દ ; ઉદ્ગાર.

**લબ**=ઓઠ.

**લાઝિમ** = યોગ્ય.

**લૈલી** = પ્રેમકના દીવાના મજનૂંએ જેની ખાતર ભારે તપ કર્યું હતું તે એની પ્રેમમૂર્તિ **લેલાં**.

**લ્યાકત**–લિયાકત = લાયકાત ; યોગ્યતા.

**લ્યાનત**–લાનત=ફિટકાર; ધિક્કાર

**વસ્લ**=મેળાપ; સંયોગ ; દર્શન.

**વાટિકા** = વાડી.

**વારિધિ**=દરિયો; સમુદ્ર.

**વિટપ** = ઝાડ; છોડ.

**વિધુ**=ચન્દ્ર.

**વિનિમય** = બદલો–અદલોબદલો; સાટું.

**વિપુલ**=પુષ્કળ.

**વિપ્લવ** = તોફાની ફેરફાર; ભારે ઉથલપાથલ.

**વિશદ**=સ્પષ્ટ ; ચોખ્ખું ; શુદ્ધ.

**વીચિ**=લહરિ ; ઊર્મિ ; તરંગ ; મોજું.

**વ્યજન**=વીંઝણો ; પંખો.

**વ્યથા**=દુઃખ; દર્દ.

**વ્યોમ**=આકાશ.

**વ્રણ**=ઘા ; ઝખમ.

**વ્રીડા**=લજ્જા ; શરમ.

**શેયતાન**=આસુરી સત્તા.

**શરાબ**=દારૂ ; મદ્ય. પ્રેમનું રૂપક આ શબ્દથી વ્યક્ત થાય છે.

**શશાંક** = ચન્દ્ર.

**શાહી**=સુલતાની ; રાજાપણું.

**શિતાબી**=ઝડપ; ત્વરા ; જલદી.

**શીકર**–સીકર=પાણીનો છાંટો ; જલકણ.

**શીરીન – શીરીં** = ઇરાનની શાહજાદી અને **ચીન**ની શહેનશાહબાનુ હતી–ફેરહાદ નામનો ગરીબ મજૂર એના ઉપર આશક થયો અને પરિણામે આખો પહાડ ખોદી કાઢવાનું મહાભગીરથ કાર્ય એણે **શીરીન**ને મેળવવા માટે કર્યું. **શીરીન** મરી ગઈ એમ સાંભળતાં જ એણે માથું ફોડી નાખ્યું. એની જ કબર-માં **શીરીન જીવતી** સૂતી છે.

**શુકન**–સુખન=શબ્દ.

**શુક્ર**=આશીર્વાદ ; સ્તુતિ.

**શુચિતા** = પવિત્રતા.

**શોણિત**=લોહી.

**શ્લાઘા** = વખાણ, પ્રશંસા.

**સનમ**=(૧) પ્રેમસ્વરૂપ પ્રિયતમા–The Beau Ideal-મા

સગુણ બ્રહ્મમૂર્તિ, પરમાત્મા-(God.) બન્ને પ્રકારના અર્થોમાં આ શબ્દ આ ગ્રન્થમાં વપરાયો છે.

**સમિધ** = યજ્ઞમા હોમવાનાં કાષ્ટ; સૂકાં લાકડાં, બળતણ વગેરે.

**સર** = સરોવર.

**સલિલ** = પાણી, જળ.

**સાકી** = શરાબી મહફિલમા જેના હાથમા દારૂનો સીસો અને પ્યાલો રહે છે અને જે ભરી ભરીને સૌને પાય છે, તે **સાકી** કહેવાય છે, આ ઉપર-થી પ્રેમરૂપી મદ્ય પાનાર – પ્રેમને પ થે ચડાવનાર ગુરુ– The Spiritual Guide.

**સાવજ**=દીપડો, વાઘ, ચિત્તો.

**સિતમ**=જૂલમ.

**સિતમગર**=જૂલમગાર.

**સિફ્ત**=વખાણ, પ્રશંસા.

**સીના**=છાતી.

**સુખન-શુકન** = બોલ; શબ્દ.

**સુધાંશુ**=ચન્દ્રમા.

**સુપ્રભ**=સુપ્રકાશિત

**સુમન**=ફૂલ.

**સુરખી**=લાલાશ, લાલી.

**સુરભી**=ગાય.

**સુરભ-સુરભી-સુરભે**=સુગંધ.

**સુરા**=મદ્ય, દારૂ, પ્રેમના-ઇશ્કના તેમ જ **ભક્તિના** રૂપક તરીકે આવા શબ્દો પ્રાચીન કાળથી વપરાય છે.

**સંચિત**=એકઠું કરેલું.

**સ્નિગ્ધ**=સ્નેહાળ, સ્નેહભરેલ.

**સ્વેદ**=પસીનો, પરસેવો.

**હક**=પરમસત્; બ્રહ્મ, **પરમાત્મા.**

**હરગિઝ**=કદાપિ; કદી પણ

**હલા**=સખીને સંબોધનનો શબ્દ છે. હે હલા! હે હલે! હે સખિ! એમ કહેવાય છે.

**હાસિલ** થવું=પ્રાપ્ત થવું; નફો થવો; કંઇ મળવું.

**હિજ્ર** = વિરહ.

**હિના-હીના**=મેંદી-પગના નખ ઉપરની મેંદી. આ રૂપક પ્રેમ-ની સુન્દરતાનું નિરૂપણ કરે છે.

**હિમાંશુ**=ચન્દ્રમા.

**હુજ્ર** = અન્દરનો ઓરડો, અન્તરંગ, જ્ઞાનપક્ષે જોઇએ તો વિજ્ઞાનમય કોષ

**હુસ્ન**=સુન્દરતા; રૂપ.

**હુર** = **હુરી** = અપ્સરા; સુન્દરી; પરી.

**હુલ** = એક જાતનું લોખંડી ઓજાર-સોયા જેવું-પેચ-વાળું. (Screw).

**ક્ષીરાબ્ધિ**=**ક્ષીર**સાગર, પુરાણ-માં કહેલ એક સમુદ્રનું નામ છે. ત્યાં શ્રી વિષ્ણુ ભગવાને સહસ્રફેણવાળા શેષનાગ ઉપર શયન કર્યું છે. ॥ ૐ ॥

ॐ सद्‌गुरु

# श्री कलापीना केकारवनी માર્ગદર્શક ટીકા



## ૧ ફકીરી હાલ



આ સૌથી પહેલું કાવ્ય શ્રી કલાપીએ સત્તર અઢાર વર્ષની ઊગતી તરુણ વયે લખેલું છે. રાજા તરીકે રાજ્યગાદી ઉપર બિરાજતાં જ–સાંસારિક સ્થિતિમાં પ્રવેશ કરતાં જ, આવા ફકીરી હાલના ખ્યાલ આ મહાપુરુષને આવેલા છે. એમના અલૌકિક જીવનની આ વિશિષ્ટતા છે. સ્વ. કાન્ત યોગ્ય જ કહે છે કે – "કલાપી તો સુરતાની વાડીનો મોર જ છે." સુરતા એટલે દેવત્વ – આટલા માટે જ શ્રી કલાપી દેવ.

આ ફકીરી હાલનું કાવ્ય શ્રી કલાપીની કેકા દ્વારા ગરવી ગૂજરાતમાં સંભળાયલાં કાવ્યોમાં સૌથી પ્રથમ છે. એ વિલક્ષણ આત્માના મન્થનનું આ પહેલું જ મોજું છે. આ કાવ્ય એક કરતાં વધારે રીતે ઉકેલી શકાય :

ઉદ્દેશ્ત અને ઐગમનાં સંબોધનો, જેમ પોતાને તેમ માયાને – પ્રકૃતિને પણ આરોપાય :

જે દરખત પર ચડવાની અહીં વાત કરેલી છે, તે દરખત બાઇબલમાં કહેલું જીવનવૃક્ષ–Tree of Life. યોગની દૃષ્ટિએ જોતાં, બ્રહ્મરંધ્રની અન્દરના પદ્મદંડને–*Spinal chord* ને દરખતનું રૂપક અપાય.

આ ફકીરી હાલની ગઝલ આ ગ્રન્થનું બીજક છે.

જે બુલબુલને ઢૂંઢવાની અહીં જિજ્ઞાસા ઉત્પન્ન થયેલી છે, તે બુલબુલને આપણા પ્રાચીન સન્તોએ, ભક્તોએ અને વેદાન્તીઓએ તથા યોગીઓએ કહેલા હંસ : સોઽહમ્ સાથે સરખાવી શકાય:–

"યે પિંજરા નહીં તેરા, હંસા રાજા !
યે પિંજરા નહીં તેરા." કબીર.

ફેરૂં નાગો બિયાબાને=નાગો=માયાના મલ, વિક્ષેપ આદિ આવરણથી રહિત સરખાવો :–

"નવસ્ત્રા ક્રાઇસ્ટની પાછળ જીવે પણ નવસ્ત્રા થઇને ફરવું જોઇએ."
સેન્ટ પોલ્.

હતું જે હું = "બ્રહ્મ" – નપુસકલિંગ – અલિંગી – (*Beyond Sex*) જાતીયતાથી પર–છે તેથી "હતું"–એમ નાન્યતરમાં કહ્યું છે–નિર્ગુણ–નિરંજન સ્વરૂપ.

હવે તે વૃક્ષ પર ચડવું અને મ્હારા હંસાને મ્હારે શોધવો. આ ભવાટવીમાં આવરણરહિત થઇને ફરવું મ્હારી સ્થિતિ વિરાગી છે હું જે આત્મતત્ત્વ–સ્વસ્વરૂપ હતુ તે હું નથી. મ્હારો હાલ ફકીરી હાલ છે.

આ અને આવી ગૂઢ ગઝલો, આ પ્રકારે વસ્તુના આન્તરમાં ઉતરીને અભ્યાસી વિચારી શકે એટલા માટે આ દિશાસૂચન છે.



## ૨ મધુકરની વિજ્ઞપ્તિ



પહેલી ગઝલ જેમ પ્રબળ વિરાગી સ્થિતિમાંથી એટલે ચિત્તની નિર્વેદપ્રધાન ભાવનામાંથી આવે છે. તેમ આ કાવ્ય વિપ્રલંભ શૃંગારજન્ય ભાવનામાંથી એટલે ચિત્તની પ્રબળ પ્રણયપ્રધાન ભાવનામાંથી આવે છે. કાવ્ય રસિક અને સરળ છે.



## ૩ એકપ્રેમ



હકીમ કે તબીબની તલબ નથી મને–વગેરે=
વૈદ્ય કે ડાક્ટરની મ્હારે જરૂર નથી !
ઇન્દ્રિયજન્ય સુખની કે પ્રેમની મને પરવા નથી !

દર્દે-ખૂન દિલ દર્દ-કર્તા દસ્ત લાધ્યું ના મને=
કોઇનો હાથ એવો ન જ મળ્યો કે જેથી દિલને દર્દ કરનારા રક્તનો નાશ થાય.



## ૪ વનમાં એક પ્રભાત



આ કેવળ વર્ણનાત્મક કાવ્યમાં હૃદયને કુદરતમાં રમવાને છૂટું મૂક્યું છે. આખા કાવ્ય ઉપર "ચન્દ્ર" માસિકના તે કાળના તન્ત્રી મર્હુમ ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવની વર્ણનાત્મક શૈલીની પ્રબળ છાપ છે.

કુદરતને જોઇને એનું નિરીક્ષણ – અવલોકન કરવાની શ્રી કલાપીની અદ્દભુત શક્તિનો આ કાવ્યથી આપણને પરિચય થાય છે.



## ૫ મસ્ત ઇશ્ક



હૃદય નાદાન પ્રેમીલા-વગેરે =
આશક આ પડયા બેહોશ- વગેરે =
કરી ખામોશ પછડા મા – વગેરે =
માયિક પ્રેમ તરછોડી – વગેરે =

ઓ નાદાન પ્રેમીલા હૃદય ! હવે ખાક લગાડીને દિગંબર બની જા-આ પ્રેમી બુદ્ધિહીન દશામાં પડેલો છે ; તે હિજરાઇને પ્રાણત્યાગ કરશે. આ ફુરહાદની કબરે કોઇ શિરીન્ સુવાની નથી ! બસ ! હવે ઓ ભોળા ભાગ્યહીન હૃદય ! તું અટક અને પ્રેમના અફળ યત્નો તજી દે-ખામોશ રાખીને હવે તું પોતાને આઘાત ન ઉપજાવીશ. આ હાવભાવ તો બધા સ્વપ્નનાં છે. આ બગીચો જાદુનો છે અને તે પ્રપંચી જાળથી અને ઠગાઇઓથી ભરેલો છે. * * * માયાની મહોબતનો તિરસ્કાર કરીને તું અનલહકનો-બ્રાહ્મી સ્થિતિનો-આત્મતત્ત્વસ્વરૂપનો = પરમાત્મા સાથેની એકતાનો રવી-

કર–મસ્ત–મસ્તાન–ઉન્મત્ત બની રહે. અખંડાનન્દના અનુભવ-સાક્ષાત્કારમા તું પ્રસન્ન રહે



## પ્રેમ અને મૃત્યુ, પ્રેમ અને શ્રદ્ધા, ચંચલ પ્રેમ સુખ ૬



વિક્ટોરિયન સદીના અગ્રેજ રાજકવિ ટેનીસન અને ટોમસ મૂરનાં કાવ્યો ઉપરથી પ્રેમનાં ત્રણ કાવ્યોનો શ્રી કલાપીએ આ પ્રમાણે અનુવાદ કર્યો છે

પ્રેમી હૃદયોની અભિન્ન સ્થિતિનો–પ્રેમની એકરૂપતાનો અહીં વિચાર કરવામા આવ્યો છે. આ કાવ્યો પ્રેમના ઉન્નત ક્રમનું દર્શન કરાવે છે અને અભ્યાસી હૃદયને પ્રેમપ્રબોધામૃતનુ પાન કરાવે છે.



## ૮ પ્રેમીની આશિષ



આ રાગધ્વનિકાવ્ય *Lyric* છે.

પ્રેમી હૃદયો માટે હાસ્યવિરાજિત આનન્દનાં અશ્રુની, અને તે નહિ તો અનુકમ્પાના – Spmpathy–સમભાવનાં અશ્રુની આ સ્નેહી હૃદય કેવી કદર કરે છે, તેનો ખરો ખયાલ સંસ્કારી સહૃદયતાને આ કાવ્ય ઉપરથી આવે છે.

માનવજીવનમા જો સ્નેહ ન હોત – એ ચેતનસવિતાની ઉષ્મા જ ન હોત, તો જીવવુ જ અરુચિકર થઈ પડત અને એ જ સત્ય છે એવું આ કાવ્ય શિખવે છે. સ્નેહનો વિધ્વંસ થાય, તો જીવન પણ તુર્ત જ પૂર્ણાહુતિ પામો એવુ અહીં ઈચ્છવામા આવે છે.

અને, જગત માત્રને જીવાડનાર પ્રેમ (Love) ના અનિર્વાચ્ય તત્ત્વનો જીવનતત્ત્વ તરીકે સ્વીકાર કર્યા પછી એ આત્મપ્રદીપ પ્રત્યેક હૃદયને પ્રકાશિત કરો, એવી પરમ ઉદાર આશિષ આપવામાં આવે છે.



## ૯ પ્રેમનું પૃથક્કરણ



સ્નેહને નામે દુનિયાદારીમાં જે અસહચાર પ્રવર્તમાન છે તેનું આ કાવ્યના પૂર્વખડમા આકર્ષક ચિત્ર બતાવ્યું છે; ઉત્તરખડમાં

રસિલાં સ્નેહી હૃદયનાં લક્ષણોનું નિરૂપણ છે. સ્નેહ અને સ્નેહાભાસ બન્નેનાં વિધાન આ કાવ્યમાં જડે છે. પ્રાકૃત હૃદયોનો સ્નેહનામી બહુરંગી સ્નેહ અને અલૌકિક હૃદયનો એકરંગી સાચો (Sincere) સ્નેહ એ બન્નેનું આ કાવ્યમાં ખુલ્લું પૃથક્કરણ છે.



## ૧૧ કમલિની



ઇંગ્રેજ સુપ્રસિદ્ધ કવિ શેલીના " The Cloud " નામના કાવ્ય ઉપરથી આ કવિતા લખાયલી છે. શેલીના આ જ કાવ્ય ઉપરથી બીજા વિદ્વાનોએ – સ્વ. ગોવર્ધનરામ, સ્વ. હરિલાલ, તથા સ્વ. નરસિંહરાવ તથા મિ. ખબરદારે પણ કાવ્યો લખેલાં છે.

સ્વ. નરસિંહરાવનું " ચંદ્રા " નામનું કાવ્ય તેમ જ " મેઘ " નું કાવ્ય રસ, ભાવ અને વર્ણનમાં ચારુતર – કવિત્વ પૂર્ણ છે.

શ્રી કલાપીનું આ કાવ્ય પણ પરમ રમણીય છે – ચેતોહર છે. શેલી અને કલાપી બન્નેની સૂક્ષ્મ નિરીક્ષક દૃષ્ટિ વાચક આમાં જોઈ શકશે.



## ૧૨ તુષાર



વર્ણનશૈલીમાં તેમ જ કવિતામાં સુદ્ધાં કાવ્યત્વ છે. ઈંગ્લિશ કવિતાની વર્ણનશૈલીનું અનુકરણ આમાં ખુલ્લું દેખાઇ આવે છે.



## ૧૩ મૃત્યુ

આ કાવ્ય વિષે વિવેચક જટિલે કહ્યું છે કે તેમાં " પ્રેમજીવિત પુરુષના વિનોદરૂપ બાલકના અવસાન " નો ધ્વનિતાર્થ છે.

કાવ્યમાં તત્ત્વજ્ઞાનના તેમ જ માર્દવ અને મધુરતાના અધ્યાત્મ - અંશોનુ સુન્દર સંમિશ્રણ છે . કાવ્યના આન્તરમાં ઉતરતાં , આખું કાવ્ય તેના અન્તરગમાં ફિલસુફી અને કવિતા ( Poetry )નુ બનેલું સ્પષ્ટ થાય છે .



## ૯૪ જ્યાં તું ત્યાં હું



આ મોહક કાવ્ય **શ્રી કલાપી**એ લખેલી સુન્દર પ્રણયપ્રધાન કવિતા - માંનુ છે . સ્વ . બાલાશંકરનુ " **સ્નેહાલાપ** " નુ કાવ્ય આ જ વૃત્તમા છે અને તે જાણીતુ છે . શૈલી અને ભાવ બન્નેમા ઘણે અંશે સમાન છે . બાલાશંકરની ઉન્મત્ત " **મસ્તી** " જો કે આ કાવ્યમા નથી , પણ તેની ચારુતા , તેની મધુરતા , તેની પ્રણયમયતા અને તેની કલા તો આમા સર્વાંશે છે



## ૧૫૮ હમારા રાહ



**શ્રી કલાપી**એ જે અદ્દભુત **ગઝલો** લખી છે, તેમાંની આ એક છે—મર્હૂમ સાક્ષર પ્રોફેસર મણિશંકર ભટ્ટ જેને **શ્રી કલાપીની " ભવ્ય ગઝલો "** કહે છે, તેમાની આ એક છે.

ઇશ્કનો એટલે પ્રેમનો માર્ગ દુનિયાદારીના સામાન્ય માર્ગો કરતા કેટલો વિલક્ષણ છે તે આ અને આના જેવી બીજી ગઝલોમા **શ્રી કલાપી**એ સ્પષ્ટ કર્યું છે.

" પ્રેમનો પ્રવાસી યોગી આત્મા સંકુચિત કાયદાઓની બાંધેલી મર્યાદાને કદાપિ માનતો **નથી,** પણ, જીવનને ઉન્નત બનાવવાનું શિક્ષણ પ્રસંગ માત્રમાંથી હરકોઇ ભોગે તે લે છે અને પરમાત્મા પ્રતિ ઠેઠ સુધી ગતિ કર્યાં જ કરે છે."

( તેનો **વિરોધ દુનિયાની સાથે નથી**—જગતની સાથે **નથી** પણ દુનિયાદારીની ભાવનાઓ—તેમા રહેલી **ક્ષુદ્ર વાસનાઓ સાથે જ તેનો** વિરોધ છે—એટલે કે દુનિયા તરફ તેને, બેલાગક, અનુકમ્પાવૃત્તિ છે— પણ દુનિયાદારીની કેવળ ઐહિક વાસનાઓ તરફ જ તેના દિલની સ્પષ્ટ

અવગણનાવૃત્તિ છે.) અમેરિકાનો તત્ત્વવિવેચક એમર્સન કહે છે તેમ :–

"*In* the world, *but not of* the world" યાને દુનિયામાં, પણ દુનિયાનો નહિ–આ ખાસ મુદ્દાની બાબત છે.

ચુસ્ત આશકનું ભગવું હૃદય–સાધુહૃદય આ ગઝલમાં ખુલ્લું દેખાય છે. જુઓ શ્રીમદ્ ભગવદ્ ગીતા, અ. ૨, શ્લો. ૬૯ :–

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

જગતજનોની અને આશકોની – સાધુહૃદયોની સ્થિતિનો વિરોધ જાણે જગત જેટલો જ જૂનો છે અને તે માટે; નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરેનાં અનેક દૃષ્ટાન્તો મૂલ્કમશહૂર છે.

"ગુલામો કાયદાના છો ? ભલા એ કાયદા કોનો ?
"ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !"

સરખાવો – વર્ડ્સવર્થની આ લીટીઓ :–

* * * all is slavery ; we receive
"Laws, but we ask not whence those laws have come;
" We need an Inward sting to goad us on."

Borderers; Act IV.

આ ગઝલ આ ગ્રન્થની શક્તિ છે.



## ૧૫ કુદરત અને મનુષ્ય



ઇંગ્લિશ કવિ વર્ડ્સવર્થની Lines Written In Early Spring નામની કવિતા ઉપરથી આ કાવ્ય લખાયલું છે.

આ વર્ણનાત્મક કવિતાને એવી જ બીજી કવિતા "મનુષ્ય અને કુદરત" ની સાથે સરખાવીને વાંચવાથી બન્ને કાવ્યો અધિકતર સ્પષ્ટ થાય છે. જેમ ઇંગ્લિશ કવિ વર્ડ્સવર્થની તેમ શ્રી કલાપીની પણ સૂક્ષ્મ નિરીક્ષક અને વિવેચક દૃષ્ટિનો આ નમૂનો છે. બન્નેમાં રમણીયતા અને નવીનતા છે–કલા છે–કવિતા છે.



## ૧૭ પાન્થ પંખીડું



આપણે સર્વ અહીંના ત્યાં જનારા **પાન્થ** એટલે **પ્રવાસી** છીએ, અને સર્વ "**પંખીડાં**" છીએ, એ મહાસત્યના સ્મરણ સાથે આ કાવ્યના **આન્તરમાં** પ્રવેશ કરી શકાશે.



## ૧૮ વિરહસ્મરણ



આ પ્રણયપ્રધાન કાવ્યમાં વિરહના દર્દનો અતિ વેગભર્યો ઉછાળો ખુલ્લો છે, તે છતાં તેમાં **ઉચ્ચ રસિકતા** અને **મૂર્તિમન્ત પ્રણય** દશ્ય થાય છે એ પ્રેમીની ઉચ્ચ સંસ્કારિતા છે.

આખું કાવ્ય **તલસ્પર્શી** વાચકના હૃદયને એકદમ હલાવે એવું છે. છેલ્લી બે લીટીમાં તો પ્રેમપૂર્ણ હૃદયનું આર્દ્ર ઔદાર્ય સ્પષ્ટ વ્યક્ત થાય છે.



## ૧૯ વિષપાન



આ અતિ કરુણ કાવ્ય વિવશતા અને વ્યગ્રતાની ભાવમયતા દ્વારા જનિત છે. જેઓને જર્મન મહાલેખક ગીટી (Goethe)ની "*The Sorrows of Young Werther*" નામની એક આખ્યાયિકાના નાયક "વર્થર" ની કથાનું સ્મરણ હશે, તેઓ આમાં 'વર્થરિઝ્મ' જોશે, છતાં એમાં એ ઉપરાન્ત વિશેષ ધ્વનિ છે.

હૃદયને કોઈ વિષ જેવી કડવી વાત – "**ઝેરી ઘૂંટડો**" ગળાવ્યાની અમુક ક્ષણોનું એમાં ગેબી નિરૂપણ છે.

કાવ્ય **પ્રણયપ્રધાન** છે અને એના ઉપર ઇંગ્લિશ કવિ **શેલી**ની જબરી અસર જોઈ શકાય છે.



## ૨૦ સારસી

કાવ્યમાં પ્રાણ સ્નેહનો છે, તથાપિ, રચનાશૈલી–ઇમારત અને વર્ણન વગેરે જોતાં વસ્તુનું જે કવિતાશરીર બંધાયું છે, તે પણ સુન્દર અને કલાપૂર્ણ છે–આકર્ષક છે.

કહે છે, કે સારસ પંખી જોડી ખંડિત થતાં એકલું જીવી શકતું જ નથી, પણ પ્રાણત્યાગ કરે છે, એ ઉપરથી આ આખ્યાયિકા રચવામાં આવી છે.

---

## ૨૧ પ્રિયતમાની એંધાણી

આ કવિતા પ્રણયપ્રધાન ભાવના બોલે છે, છતાં કલ્પના અને કલા એમાં ઓતપ્રોત છે. પ્રેમની માત્ર "એંધાણી" એટલે "નિશાની" જ નથી; પણ, લાગણી અને કલાના અંશો કાવ્યમાં સંકલિત છે.

"વિરહસ્મરણ"ની માફક આ કવિતા જો કે હૃદયને એકદમ હલાવી મૂકતી નથી અને હૃદય એનાથી સભર બનતું નથી, પણ ધીમે આકર્ષીય છે.

---

## ૨૨ દગો

"કદમ તુજ બોસવા ગભરૂ" વગેરે =

ત્હારાં પાદચુમ્બન માટે હું સુકોમલ પગમાં પડ્યો હતો. અરે! તેને હેરાન કરવાથી ત્હારે હાથ શું આવ્યું?

"હતી જ્યાં વસ્લની ખ્વાહિશ" વગેરે =

જ્યાં સમાગમની ઉત્કંઠા હતી, ત્યાં ઝેરથી ભરેલું પ્યાલું મળ્યું! પરન્તુ, તું કહે કે એ પ્યાલું ભરવાથી ત્હારે હાથ શું આવ્યું?!

"જિગર અશરાફ આ મ્હારે" વગેરે =

મ્હારા સરલ હૃદયે ત્હારો અપરાધ ક્ષમા કર્યો છે. હવે હમેશ પશ્ચાત્તાપ કરીને તું અટકજે – પરમાત્મા ત્હને ક્ષમા આપે.

---

## ૨૩ તું મ્હારી હતી

"કબજ આ રૂ થશે ત્યારે" વગેરે =

રૂ=રૂહ=જીવ. ગારશે=દાટશે.

આ જીવ જ્યારે પરાધીન થઇ જશે – રૂંધાઈ જશે, ત્યારે મુર્દાને જમીનમાં દાટશે–તેના પર ફૂલ ચડાવીને તું એવું કહેશે કેઃ–

## ૨૩ "હું તેને ચાહતી હતી"?

"હવા તુજ વસ્લની પલટી–" વગેરે =

મ્હારૂ દર્શન થતું હતું ત્યારનું વાતાવરણ બદલાઇ ગયું ! અને મ્હારો બગીચો ઉજડ થઇ ગયો ! હવે આ હાડપિંજરનું જે છેવટનું થઇ જવાનું તે થઇ જાય એ જ મ્હારૂં સળતર છે.

## ૨૪ ગ્રામ્ય માતા

**શ્રી કલાપીએ** આ કાવ્યનું મથાળું **"શેરડી"**–એવું રાખ્યું હતું–પાછળથી પોતે જ **ગ્રામ્ય માતા** એવું આ કાવ્યનું નામ ફેરવ્યું હતું.

દન્તકથા જાણીતી છે, કે "ધરતીએ રસકસ ચૂસી લીધા," કારણ કે :–

**"જૈસી દાનત વૈસી બરકત."**

શેરડીના ખેતરમાં અચાનક જઈ ચડનાર તરસ્યા **રાજાને** પાણી માગતા, **પાણીને બદલે શેરડીના મીઠા રસનું** પ્યાલું મળે છે. **નગુણો રાજા,** તેના બદલામાં, ઊનહું જમીનનું મહેસુલ વધારવાનો **કુવિચાર** કરે છે ! પરિણામે શેરડીમાંથી રસ સુકાઇ જાય છે.

" **હૃદયમાં રહેલા વિચારબળથી** – *Effect of Thought-force* થી બાહ્યમાં પણ **કેટલો બધો પલટો** થાય છે, એ **આત્મ-વિશુદ્ધિની અતિ અગત્યની** અને સૂક્ષ્મ વિચારણા પણ **આ કાવ્યમાંથી મુમુક્ષુને** પ્રાપ્ત થાય છે "

**આ** આખી આખ્યાયિકા સહૃદય મુમુક્ષુને **ઈશ્વરી સ્નેહની** દિશા બતાવે છે.

## ૨૫ બિલ્વમંગલ

**આ** કાવ્યને **શ્રી કલાપીએ તુલસી** એવું **નામ આપ્યું** હતું, પરન્તુ **સ્વ. મણિશંકર ભટ્ટે તેને બિલ્વમંગલનું** નામ આપ્યું છે, કારણ કે, કાવ્યની ઐતિહાસિક કથામાં જે વસ્તુ આવે છે, તે **મહાત્મા તુલસીદાસજીના** જીવન કરતા મહાત્મા **બિલ્વમંગલના** જીવનને ઇતિહાસની દૃષ્ટિએ વધારે લાગુ પડે છે આટલા માટે કાવ્યના **મથાળામાં,** તેમ જ કાવ્યની **પંક્તિઓમાં સ્વ. કાન્તે** કરેલો ફેરફાર અહીં કાયમ રાખ્યો છે.

શ્રી કલાપીની વર્ણનશૈલી હમેશાં જ સુન્દર છે-હમેશા જ આકર્ષક છે, તેમ આ કાવ્યમાં પણ આરમ્ભ બહુ સુન્દર રીતે કર્યો છે.

દામ્પત્યસ્નેહમાંથી અથવા કહો કે સ્ત્રીપુરુષના સ્નેહમાંથી ઇશ્વરસ્નેહનો ઉદ્ભવ કેવી રીતે થયો તેની સવિસ્તર સ્નેહકથા આ કાવ્યનું બીજક છે. *From sex to realisation*

પોતાના પ્રિયતમે પોતા તરફના સ્નેહની લાગણીને વશ થઈને કેવાં ભારે જોખમો ખેડ્યાં હતાં તે એ પ્રિયતમાને વિદિત થતાં તે

"આભારે કે પ્રણયઉભરે શીર્ષ નીચું નમાવે"

છે અને જે તત્ત્વબોધ બિલ્વમંગલને પોતાની પ્રિયતમા દ્વારા થવાનું નિર્માયેલું હતું, તે તત્વબોધામૃત તે બહુ દઢતાથી, સ્નેહથી અને ગમ્ભીરતાથી પ્રિયતમને પાય છે. સુમુક્ષુ જીવાત્માનું ક્ષાત્રબલ, વૈરાગ્ય અને રસ વગેરે પ્રકાશની કંઇકંઇ આકર્ષક અને જ્વલન્ત રેખાઓથી આ કાવ્યચિત્ર દીપી રહ્યું છે. જુઓ :–

"શું છે હુંમાં ? સુખમય તને દેહ આ ના થવાની" વગેરે.
"રે ! કલ્યાણી ! સખિ ! ગુરુ ! પ્રિયે ! પ્રેમની દિવ્ય જ્યોતિ !
"ત્હારે પન્થે વિહરીશ હવે જાળજંજાળ તોડી ! વગેરે.

દામ્પત્યસ્નેહ (*Conjugal Love*) જો અસ્ખલિત હોય-અભિન્નતાના અનુભવ સુધી પહોંચ્યો હોય, અને તત્ત્વતઃ પૂર્ણ વિશુદ્ધ હોય તો ઈશ્વરી સ્નેહ (Divine Love) નો દિવ્ય માર્ગ અવશ્ય જ ખુલ્લો થાય છે. આ વાત આપણને બહુ જ સરળતાથી આ કાવ્ય શિખવે છે. સુન્દર કવિતા હોવા ઉપરાન્ત, આખા કાવ્યનો આન્તર મર્મ ઇશ્વરી મહિમા નિરૂપે છે.

---

## ૨૬ કન્યા અને ક્રૌંચ

બિલ્વમંગલના કાવ્યની પેઠે આ કાવ્ય પણ એક સ્નેહકથા છે.

"મચ્યું છે ક્ષુદ્ર બ્રહ્માંડે, દેવ દાનવનું સદા" – વગેરે –

સરખાવો :– पिण्डे तद् ब्रह्माण्डे ॥

આખું કાવ્ય વારંવાર મનનપૂર્વક વાચનયોગ્ય છે.

---

## ૨૭ પુત્રીમરણથી હસતો પિતા

નામનિર્દેશથી જ કાવ્યનું બોધક સ્વરૂપ સમજી શકાય છે. પિતાનો પુત્રી તરફ, બેશક, સ્નેહ છે, પ્રીતિ છે, મમતા છે; છતાં, એ

શ્રી કલાપીની વર્ણનશૈલી હમેશાં જ સુન્દર છે-હમેશા જ આકર્ષક છે, તેમ આ કાવ્યમાં પણ આરમ્ભ બહુ સુન્દર રીતે કર્યો છે.

દામ્પત્યસ્નેહમાંથી અથવા કહો કે સ્ત્રીપુરુષના સ્નેહમાંથી ઇશ્વરસ્નેહનો ઉદ્‌ભવ કેવી રીતે થયો તેની સવિસ્તર સ્નેહકથા આ કાવ્યનું બીજક છે. From sex to realisation

પોતાના પ્રિયતમે પોતા તરફના સ્નેહની લાગણીને વશ થઈને કેવાં ભારે જોખમો ખેડયાં હતાં તે એ પ્રિયતમાને વિદિત થતાં તે

"આભારે કે પ્રણયઉભરે શીર્ષ નીચું નમાવે"

છે અને જે તત્ત્વબોધ બિલ્વમંગલને પોતાની પ્રિયતમા દ્વારા થવાનું નિર્માયલું હતું, તે તત્ત્વબોધામૃત તે બહુ દઢતાથી, સ્નેહથી અને ગમ્ભીરતાથી પ્રિયતમને પાય છે. મુમુક્ષુ જીવાત્માનું જ્ઞાનમજ્ઞ, વૈરાગ્ય અને રસ વગેરે પ્રકાશતી કંઇકંઈ આકર્ષક અને જ્વલન્ત રેખાઓથી આ કાવ્યચિત્ર દીપી રહ્યું છે. જુઓ :-

"શું છે હુંમાં? સુખમય તને દેહ આ ના થવાની" વગેરે.
"રે! કલ્યાણી! સખિ! ગુરુ! પ્રિયે! પ્રેમની દિવ્ય જ્યોતિ!
"ત્હારે પન્થે વિહરીશ હવે જાળજંજાળ તોડી! વગેરે.

દામ્પત્યસ્નેહ (*Conjugal - Love*) જો અસ્ખલિત હોય-અભિન્નતાના અનુભવ સુધી પહોંચ્યો હોય, અને તત્ત્વતઃ પૂર્ણ વિશુદ્ધ હોય તો ઇશ્વરી સ્નેહ (Divine Love) નો દિવ્ય માર્ગ અવશ્ય જ ખુલ્લો થાય છે. આ વાત આપણને બહુ જ સરળતાથી આ કાવ્ય શિખવે છે. સુન્દર કવિતા હોવા ઉપરાન્ત, આખા કાવ્યનો આન્તર મર્મ ઇશ્વરી મહિમા નિરૂપે છે.

---

## ૨૫ કન્યા અને કૌંચ

બિલ્વમંગલના કાવ્યની પેઠે આ કાવ્ય પણ એક સ્નેહકથા છે.

"મચ્યું છે ગુદ્ધ બ્રહ્માંડે, દેવ દાનવનું સદા" – વગેરે –

સરખાવો :– पिण्डे तद् ब्रह्माण्डे ॥

આખું કાવ્ય વારંવાર મનનપૂર્વક વાચનયોગ્ય છે.

---

## ૨૭ પુત્રીમરણથી હસતો પિતા

નામનિર્દેશથી જ કાવ્યનું બોધક સ્વરૂપ સમજી શકાય છે. પિતાનો પુત્રી તરફ, બેહદ, સ્નેહ છે, પ્રીતિ છે, મમતા છે; છતાં, એ

## ૪૭ " હું તેને ચાહતી હતી " ?

" હવા તુજ વસ્લની પલટી–" વગેરે =

ત્હારૂં દર્શન થતું હતું ત્યારનું વાતાવરણ બદલાઇ ગયું ! અને મ્હારો બગીચો ઉજડ થઇ ગયો ! હવે આ હાડપિંજરનું જે છેવટનું થઇ જવાનું તે થઇ જાય એ જ મ્હારૂં મળતર છે.

## ૪૮ ગ્રામ્ય માતા

**શ્રી કલાપીએ** આ કાવ્યનું મથાળુ **"શેરડી"**–એવું રાખ્યું હતું–પાછળથી **પોતે જ ગ્રામ્ય માતા** એવું આ કાવ્યનું નામ ફેરવ્યું હતું.

દન્તકથા જાણીતી છે, કે " ધરતીએ રસકસ ચૂસી લીધા, " કારણ કે :–

**" જૈસી ધાનત વૈસી બરકત. "**

શેરડીના ખેતરમાં અચાનક જઈ ચડનાર તરસ્યા રાજાને પાણી માગતાં, **પાણીને બદલે** શેરડીના મીઠા **રસનું** પ્યાલું મળે છે. નગુણો **રાજા**, તેના બદલામાં, ઊલટું જમીનનું મહેસુલ વધારવાનો **કુવિચાર** કરે છે ! પરિણામે શેરડીમાંથી રસ સુકાઇ જાય છે.

" હૃદયમાં **રહેલા વિચારબળથી** – *Effect of Thought-force* થી બાલ્યમાં પણ **કેટલો બધો પલટો** થાય છે, એ **આત્મવિશુદ્ધિની અતિ અગત્યની** અને **સૂક્ષ્મ** વિચારણા પણ **આ કાવ્યમાંથી મુમુક્ષુને** પ્રાપ્ત થાય છે "

આ આખી આખ્યાયિકા સહૃદય મુમુક્ષુને **ઈશ્વરી સ્નેહની** દિશા બતાવે છે.

## ૨૫ બિલ્વમંગલ

આ કાવ્યને **શ્રી કલાપીએ** તુલસી એવું **નામ** આપ્યું હતું; **પરન્તુ સ્વ. મણિશંકર ભટ્ટે** તેને બિલ્વમંગલનું નામ આપ્યું છે, કારણ કે, કાવ્યની ઐતિહાસિક કથામાં જે વસ્તુ આવે છે, તે **મહાત્મા તુલસીદાસજીના** જીવન કરતાં મહાત્મા **બિલ્વમંગલના** જીવનને ઇતિહાસની દૃષ્ટિએ વધારે લાગુ પડે છે આટલા માટે **કાવ્યના મથાળામાં**, તેમ જ કાવ્યની **પંક્તિઓમાં સ્વ.** કાન્તે કરેલો ફેરફાર અહીં કાયમ રાખ્યો છે

શ્રી કલાપીની વર્ણનશૈલી હમેશાં જ સુન્દર છે-હમેશા જ આકર્ષક છે, તેમ આ કાવ્યમાં પણ આરમ્ભ બહુ સુન્દર રીતે કર્યો છે.

દામ્પત્યસ્નેહમાંથી અથવા કહો કે **સ્ત્રીપુરુષના સ્નેહમાંથી ઇશ્વરસ્નેહનો** ઉદ્ભવ કેવી રીતે થયો તેની સવિસ્તર **સ્નેહકથા** આ કાવ્યનું **બીજક** છે. From sex to realisation

પોતાના પ્રિયતમે પોતા તરફના સ્નેહની લાગણીને વશ થઈને કેવા ભારે જોખમો ખેડયાં હતાં તે એ પ્રિયતમાને વિદિત થતાં તે

"આભારે કે પ્રણયકલ્ભરે શીર્ષ નીચું નમાવે"

છે અને જે **તત્ત્વબોધ** બિલ્વમંગલને પોતાની પ્રિયતમા દ્વારા થવાનું નિર્માયેલું હતું, તે **તત્વબોધામૃત** તે બહુ દઢતાથી, સ્નેહથી અને ગમ્ભીરતાથી પ્રિયતમને પાય છે. **મુમુક્ષુ જીવાત્માનું ક્ષાત્રબલ, વૈરાગ્ય અને રસ** વગેરે પ્રકાશની કંઇકંઇ આકર્ષક અને જ્વલન્ત રેખાઓથી આ કાવ્યચિત્ર દીપી રહ્યું છે. જુઓ :-

"શું છે હુંમાં ? સુખમય તને દેહ આ ના થવાની" વગેરે.
"રે ! કલ્યાણી ! સખિ ! ગુરુ ! પ્રિયે ! પ્રેમની દિવ્ય જ્યોતિ !
"હારે પન્થે વિહરીશ હવે જાળજંજાળ તોડી ! વગેરે.

**દામ્પત્યસ્નેહ** (*Conjugal Love*) જો **અસ્ખલિત હોય-અભિન્નતાના અનુભવ** સુધી પહોંચ્યો હોય, અને **તત્ત્વતઃ** પૂર્ણ વિશુદ્ધ હોય તો **ઇશ્વરી સ્નેહ** (Divine Love) નો દિવ્ય માર્ગ અવશ્ય જ ખુલ્લો થાય છે. આ વાત આપણને બહુ જ સરળતાથી આ કાવ્ય શિખવે છે. સુન્દર કવિતા હોવા ઉપરાન્ત, આખા કાવ્યનો આન્તર મર્મ **ઇશ્વરી મહિમા** નિરૂપે છે.

---

## ૨૬ કન્યા અને ક્રૌંચ

બિલ્વમંગલના કાવ્યની પેઠે આ કાવ્ય પણ એક **સ્નેહકથા** છે.

"મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે, દેવ દાનવનું સદા" - વગેરે -

સરખાવો :- पिण्डे तद् ब्रह्माण्डे ॥

આખું કાવ્ય વારંવાર મનનપૂર્વક વાચનયોગ્ય છે.

---

## ૨૭ પુત્રીમરણથી હસતો પિતા

નામનિર્દેશથી જ કાવ્યનું બોધક સ્વરૂપ સમજી શકાય છે. પિતાનો પુત્રી તરફ, બેલાશક, સ્નેહ છે, પ્રીતિ છે, મમતા છે; છતાં, એ

લાગણીમાં જ્ઞાનપ્રકાશ–દિવ્યતા છે, અલબત્ત, માહાત્મ્ય છે. પિતાને છાજતા ડહાપણથી તે સમજે છે કે –
" કહે છે ' પ્રીતિ ' તે જગત પર તો ' રાગ ' જ બધો,
" ખરી પ્રીતિમાં ના ઽતિ પણ રહે કણ્ટભટકો ; વગેરે વગેરે.

શ્રી કલાપીના હ્રદયમાં સ્નેહનું સામ્રાજ્ય છે અને હરકોઈ કવિ જ્યારે સ્નેહના – ભક્તિના ઈશ્વરી સામ્રાજ્યમા ભળી શકે છે, ત્યારે જ અધિક ઉન્નતિ સાધી શકે છે. શ્રી કલાપીનો નિવાસ કલ્પનાના ઉચ્ચગામી પણ કેવળ મનોકલ્પિત મહાલયનો નથી–તે તો સ્નેહના બ્રાહ્મી ચેતનમન્દિરને શિખરે બેઠેલો અને ત્યાંથી જ ટહુકતો દૈવી મોરલો છે.

---

## ૨( માફી

આખી ગઝલ સહૃદયતા મૃદુતા અને અર્થગૌરવયુક્ત છે.

" દરગુઝર કર એ ખતા તો દરગુઝર કરવી ઘટે ! "
ક્ષમા કર, એ અપરાધ તો ક્ષમા કરવો ઘટે છે !

* — *

" દિલ કુમળું તુજ કંપતાં, ત્યાંથી ઝર્યો મીઠો શરાબ " વગેરે =

ત્હારું કોમલ હૃદય ધ્રુજતા, ત્યાંથી મધુર પ્રીતિનુ ઝરણ વહ્યુ અને તે સ્નેહનું પાત્ર

' આ સ્નેહી ! સ્વીકારી લે ! '

એવુ કહીને ત્હે ત્હને ધર્યુ ! મ્હે દુર્ભાગીએ એ પ્રેમનો તિરસ્કાર કરેલો, તે તું ક્ષમા કર. મ્હારી એ મનુષ્યહીનતાને તુ ત્હારા શાણ-પણથી ક્ષમા કર.

* — *

" આ સખ્ત સીનાનો જતાં કિલ્લો તૂટી પણ આખરે– " વગેરે=

પરંતુ, ઓ દેવિ ! આખરે આ વજ્રનું હૃદય ભેદાયુ છે અને ત્હારે માટે આજે મ્હને શિક્ષા મળી છે. અરે ! સ્નેહના શબ્દો કહેવાને મ્હને કશો જ અધિકાર નથી 'આ કઠોર હૃદયનો તુ સ્વીકાર કર' એવું કહેવાની પણ મ્હારી શક્તિ નથી ! પ્રેમના પ્રદેશમાં, ખરેખર, હુ પ્રથમ જ જૂલમગાર નથી ! ઇશ્વરી નિર્માણ જ એવુ છે કે જે પ્રેમમાં વફાદાર હોય તેને આફતો આવે. પુષ્પ જેવી સુન્દર અને સુકોમલ, સ્નેહની વસ્તુને આરપાર વીંધીને તેના તોરા, કલગીઓ બનાવવાનો

જગતનો જૂલમ જાહેર છે. મનુષ્યજાતિની પ્રકૃતિમાં – એના **સ્વભાવમાં જ** – એ કલંક છે કે પુષ્પ જેવી વસ્તુને આંખે અડાડીને **આંખ વડે** ચૂમી લેવાને બદલે તે તેને આરપાર વીંધવાનો જુલમ કરે છે! પરન્તુ, **સ્નેહના બદલામાં જ્યાં હૃદયહીનતા** જ મળે છે, ત્યાં તો – અફસોસ – આ જગતમાં **ક્ષમા એ જ ઇશ્વરી પ્રકાશ છે.**

માધુર્ય, ઔદાર્ય અને માર્દવથી ઉભરાતું હૃદય અહીં વિનીત થઇને **માફીમાં આત્મવિશોધન** કરતું પ્રત્યક્ષ થાય છે.

**સ્નેહ** માટે "**શરાબ**" અને **સ્નેહી હૃદય** માટે "**જામ**" એવા સૂફીના ખાસ **પારિભાષિક** (Technological) શબ્દો અહીં વાપરવામાં આવ્યા છે. પ્રેમને **મદિરા** અને **પ્રેમીને મત્ત, उन्मत्त** અથવા **जड**નું ઉપમાન આપીને ભગવાન્ વ્યાસે તથા **શ્રી નારદાદિએ** આવા જ ઉલ્લેખો કર્યા છે. ફારસીમાં તો **આવા** સાહિત્યની **ખાસ** જુદી જ પ્રસિદ્ધ **પ્રણાલિકા** છે – જેવી હિન્દુઓમાં **વૈષ્ણવી સંપ્રદાયની** શાખા.

## ૨૯ એક સ્વપ્ન

**આ કાવ્યમાં સ્વપ્નના** ઉદ્ગાર અને તેનું નિરૂપણ એવાં તો **તત્ત્વબોધક** છે, કે આ **સ્વપ્નને સ્વપ્ન** કહેવું કે સુષુપ્તિ કહેવી કે **કવિનું સ્વપ્ન** કહેવું એની વિચારણામાં જ ઝૂકી જવાય છે.

મનોહર વર્ણનશૈલી અને રૂપક આપીને ચિત્ર આલેખવાની **શ્રી કલાપીની** લાક્ષણિક નિપુણતા જાણીતી છે.

કાવ્યના આદિ, મધ્ય અને અન્તમાં રસભર કલા અને સુન્દર કલ્પના છે–વસ્તુમાં કલાવિધાનનું સુષ્ઠુ કુશલતાથી દાખલ થયેલું છે.

વૃદ્ધાવસ્થા, બાલ્યાવસ્થા, અને યુવાવસ્થાના વહનની સાથે નદીના વહનની કરેલી સરખામણી કેટલી સુન્દર છે! જુઓ આ પંક્તિઓ: –

"ઝરા રે વ્હેનારા! ગહન તુજ છે ગૂઢ વહવું –" વગેરે –

## ૩૦ ૩૧ પ્રેમની ઓટ – ક્ષમા

આ બન્ને ત્રોટક વૃત્તમાં લખાયલી સુન્દર અને ભાવગમ્ય કવિતામાં સ્નેહના લાક્ષણિક સ્વરૂપની જે અભેદાત્મક કદર જાહેર કરી બતાવી છે, તે વ્યાવહારિક જગતને જરૂર જ જાણવા અને માનવા

પ્રેમની ભરતી ચડેલું હૃદય મિત્રને પ્રાર્થે છે :—
"વ્યવહાર શિખાવ મ્હને ન, સખે!
"તુજ પ્રૌઢ થયું દિલ, બાળક હું;
"બની પ્રેમી બની ફરી બાલ, સખે!" વગેરે.

સ્વ. દામોદરદાસ ખુ. બોટાદકરની "પ્રેમ અને સત્કાર" નામની ગઝલમાંની નીચેની પંક્તિઓ સરખાવો :—

અખંડિત પ્રેમને, બન્ધુ! જરૂર શું હોય આદરની?
'પધારો' 'આવજો, બેસો'—વૃથા એ વાદ શા સારૂ?

* * * *

'પધારો' એમ કહેવાથી, પધારે તે પધાર્યા ના:
નિમંત્રણ પ્રેમીને શાનાં? અનાદર પ્રેમીને શાને?

* *

વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ;
પ્રતીતિ પ્રેમની કરવા, નથી અધિકાર આદરને.

વગેરે વગેરે.

---

## હૃદયત્રિપુટી

બરાબર પચાસ પૃષ્ટના આ શુદ્ધ સ્વાનુભવરસિક (*Absolutely Subjective*) કાવ્ય દ્વારા શ્રી કલાપી પોતાના સ્નેહજીવનના સવિસ્તર ઇતિહાસનું પરમ રમણીય અને ચેતોહર નિરૂપણ કરે છે, એટલું જ નહી પણ અભ્યાસી વાચકને પણ તેનો સાક્ષાત્કાર કરાવે છે.

હૃદયની વિવિધ લાગણીઓ એટલે ચિત્તવૃત્તિની ભાવનાઓના આન્તર સમરક્ષેત્રનું, સૂક્ષ્મ છતા અતિ આકર્ષક, પારદર્શક ચિત્ર આ આખા આત્મલક્ષી કાવ્યમા છેક આરંભથી તે ઠેઠ અંત સુધી ચિતરાયલું છે.

કલા, કલ્પના અને સત્ય કિવા ઇતિહાસ, એ ત્રણેના ન્યૂનાધિક અંશોના વિલક્ષણ સંમિશ્રણથી, શ્રી કલાપીના જીવન-ચરિત્રના જ એક પ્રકરણનુ જાણે આ ખંડકાવ્ય બનેલુ છે.

શ્રી કલાપીના અંગત જીવનની વ્યક્તિગત હકીકત (*Personal Life*) આ અને આવી બીજી કેટલીક કવિતામા એવી રીતે સંકલિત થયેલી છે કે તેને વસ્તુથી છૂટી પાડી શકાય નહિ અને તેના ઉપર વિશેષ વિવેચન કરવા જતા ઉચિત કાલમર્યાદાનો ભંગ થવાનો

સંભવ છે. સુપ્રસિદ્ધ વિદ્વાન વિવેચક સ્વ. રમણભાઈ મહીપતરામ નીલકંઠે તા. ૬–૨–૧૯૦૩ ને રોજ શ્રી કલાપી જયન્તીને પ્રસંગે બરાબર કહ્યું છે કે :–

"જેમના સમકાલીન જનો જીવતા હોય, તેવા ગત પુરુષોની જીન્દગાની વિષે પૂરેપૂરો વિસ્તાર થઇ શકતો નથી; તેથી આ વૃત્તાન્ત છે તેવા રૂપમાં જ સ્વીકારવો જોઈએ."

"હૃદયત્રિપુટી"ના કાવ્ય ઉપર બાવીશેક વર્ષો પૂર્વે પ્રસિદ્ધ થયેલા નીચેના લેખો અભ્યાસી જોઈ શકશે :–

(૧) હૃદયત્રિપુટી – એક પ્રશંસા.
વસન્ત પુ. ૭, અંક ૮. પૃ. ૩૪૯ થી ૩૬૦.
લખનાર રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,
એમ. એ.; એલએલ. બી.

(૨) કલાપી અને તેની કવિતા.
બુદ્ધિપ્રકાશ, પુ. ૫૬; અં. ૫–૬; ઇ. સ. ૧૯૦૯ મે – જુન
લખનાર सागर.

(૩) રા. 'સાગર' અને હૃદયત્રિપુટીનું અવલોકન.
બુદ્ધિપ્રકાશ, પુ. ૫૬; અં. ૯.
લખનાર રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,
એમ એ.; એલએલ. બી.

આ કાવ્યમાં પૃ. ૧૪૮ મે –
"આ બ્રહ્માંડ અને તેની નિસરણી –"
એવું છપાયું છે તે ભૂલ છે. તેને સ્થાને
"આ બ્રહ્માંડ અનન્તની નિસરણી –"
એ પ્રમાણે જોઇએ.

આ અતિ મહત્ત્વની ભૂલ ઠેઠથી ચાલી આવતી હતી. શ્રી કલાપીનાં સ્વહસ્તલિખિત દફતરો આ કાવ્ય છપાઈ ચૂક્યા પછી મળેલાં હોવાથી આ અગત્યનો સુધારો આ સ્થળે કર્યો છે.

---

## ૩૩ શાન્ત પ્રેમ

"विचित्रं चक्रं काव्यं" આવા શબ્દો શ્રી કલાપીએ પોતે જ આ કાવ્યના મથાળાની નીચે લખેલા છે.

આરમ્ભમાં હૃદયને કરુણરસથી દ્રવીભૂત કરતું, વચ્ચે વચ્ચે પ્રણયના તેમ જ પ્રણયકલહના મધુરા-કડવા અનેક અનુભવનાં કેટલાંક

શૃંગારચિત્રોનું ગમ્ભીર દર્શન કરાવતું અને અન્તે પ્રેમ, શાન્તિ ગામ્ભીર્ય અને એકતાના ભાવોમાં કરુણ રીતે પૂરું થયેલું જણાતું બરાબર **પચાસ પાનાનું હૃદયત્રિપુટીનું શુદ્ધ આત્મલક્ષી** (Subjective) કાવ્ય સમાપ્ત થયા પછી **તુરતજ** જ **આ શાન્ત પ્રેમનું** ન્હાનું કાવ્ય આવે છે, અને, આ ' **શાન્ત પ્રેમ** " ની પછી તુરત જ **જતરમાં** પ્રિયાને એવું ચોખ્ખા **શૃંગારરસ**ની ઝળકથી દીપતું સંગીતમય કાવ્ય આવે છે.

" **હૃદયત્રિપુટી** " ને **શૃંગારરસ પ્રધાન કાવ્ય** ગણીએ તો, આસપાસનાં બે **શૃંગારરસપ્રધાન** કાવ્યોની વચ્ચે, **આ શાન્ત પ્રેમનું** શાન્તરસપ્રધાન સાત્વિક કાવ્ય, શૃગારની **મર્યાદા** સાચવતું હોય, એમ સૂચવતું ઉચિત સ્થાને પ્રકાશી રહેલું વાચકનું ચિત્તાકર્ષણ કરે છે.

આ કાવ્યને શાન્તપ્રેમનું મથાળું કેવળ જ યોગ્ય છે, એવું કાવ્યનો અમાનુષિક એટલે **દૈવી** (Divine) **આન્તર ભાવ** હૃદયમાં ઉતારતાં, **અભ્યાસીને** અવશ્ય જ લાગે છે.

આખા કાવ્યમાં ભાષાની અતિ સરળતા છતા વિચારોની **ગૌરવાન્વિત ગમ્ભીરતા** છે

અનિર્વચનીય **દિવ્યતાથી આખું કાવ્ય** ઉભરાતું છે.

" **ગૃહિણી** " માતૃત્વપદ પામ્યા પછી, તેનામાં **વાત્સલ્યપ્રેમનો નવીન ઉમેરો** થયેલો જોઇને, **શ્રી કલાપીનાં પ્રજ્ઞાનચક્ષુઓ** તેનામાં " કાંઇ "—

" **નવું** " અને " **જુદું** " જ શોધે છે, જુવે છે અને ત્યાંથી જ **આ અલૌકિક** કાવ્યનો **આરંભ** થાય છે.

**પોતાના** Ideal લક્ષ્ય વસ્તુને અનુસરીને **પોતે તત્ત્વદૃષ્ટિએ** જુએ છે. **એ દૃષ્ટિ બહિર્મુખ દૃષ્ટિ નથી,** પણ, **તત્ત્વાભિમુખી દૃષ્ટિ** છે. સરખાવો —

" Love, in thy face I have *seen the Eternal.*"

*Bunsen.*

" પ્રિયે ! ત્હારા વદનમા મ્હેં તે **અનન્તનું** દર્શ**ન** થયું છે."

બન્સેન્.

**શ્રી** કલાપીને પણ " **ગૃહિણી** " માં જે " કાંઇ " " **નવુ** " જણાય છે **તે,** બન્સેનની પેઠે " **તે અનન્ત** " નું જ રૂપાન્તરભેદ આધ્યાત્મિક તત્ત્વદર્શન છે

પોતાની અદ્વયાત્મી-દિવ્ય એટલે તત્ત્વજ્ઞાનાભિમુખી દૃષ્ટિથી તે કહે છે :–

" "ગૃહિણી દૈવી તું દિલની મમ માતા પણ થજે."

" ઓ ગૃહિણી ! મનુષ્યમાત્રને પોષનારો દૈવી રસ–ત્હારા હૃદયમાં સ્વાભાવિક રીતે રેડાયેલો છે, તેથી તું દૈવી છે; અને ઓ દૈવી ! મ્હારા હૃદયને પણ ત્હારા દિવ્ય રસથી તું પોષણ આપનારી માતા થજે–એટલે ઈશ્વરી પ્રેમના ઉમેરાથી આપણા પ્રણયમાં દિવ્યતા અનુભવાશે અને આપણે ખરો–ઉન્નત સ્નેહ ઈશ્વરી પ્રેમ શિખીશું."

ગૃહિણીને "માતા" થવાનું કહેવું એ પ્રાકૃત હૃદયને ઉચિત નહિ જણાય, પરન્તુ, માતા તે શરીરની નહીં, પણ હૃદયની છે અને ચર્મનાં ક્ષુદ્ર બાહ્ય આવરણો એ ખરા હૃદયથી કેવળ જુદી વસ્તુ છે. વિશેષ નહિ તો છેવટે, મોઉમ્રેણુ માતા એ સૂત્રના સ્મરણથી અને મનનથી પણ આવી ક્ષુલ્લક શંકા વાંચક નિવારી શકશે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં સમજાવેલા कर्ममां अकर्मना ગહન તત્ત્વબોધના સિદ્ધાન્તની દિશા ( *Theory* ) પણ અહીં સમજાય છે.

ચોથા ચરણમાં આ જ વાત અધિકતર સ્પષ્ટતાથી કહેલી છેઃ–

" જે જે દૈવી પ્રેમથી તું ચિરંજીવ બાલુ તરફ જુએ છે, તે જ દૈવી પ્રેમથી–પ્રભુથી પ્રેરાયેલા તે જ નવા–વિશુદ્ધ દૈવી પ્રેમથી તું મ્હારા તરફ જોજે."

આ કાવ્ય શિખવે છે, કે જે પ્રેમ દૈવી છે તે હમેશ જ સર્વ તરફ સમાન છે એટલે વિકાર વિનાનો છે, મોહ વિનાનો છે અને તેથી ભેદથી રહિત છે.

"ગૃહિણી" ને પોતાના લક્ષ્ય વસ્તુ ( Ideal ) ને અનુરૂપ ઇશ્વરી સ્નેહનો સ્વાનુભાવ કરાવવાના ઉદ્દેશથી સ્વાભાવિક રીતે પ્રેરાયેલો આ તત્વબોધ છે – જીવાત્માની ભેદબુદ્ધિનો લય કરનારાં અને તેને અભેદ સાક્ષાત્કાર કરાવનારાં આવાં મૂલ સૂત્રો પણ આ કાવ્ય શિખવે છે.

पंडिताः समदर्शिनः અને आत्मवत् सर्वभूतेषु –

સ્નેહ દેહનો નહીં, પણ આત્માનો – વગેરે.

આખા કાવ્યમાં બહુ જ મનન યોગ્ય ભાગ તો તેનો ઉત્તરાર્ધ જ છે અને તેમાં પણ : –

"મ્હને વ્હાલાં લાગે ચપલ દૃગથી શાન્ત નયનો" વગેરે પંક્તિઓ ગૂઢ છે —

ત્હારાં ચપળ દગ કરતા ત્હારાં શાન્ત નયનો મ્હને વધુ પ્રિય છે, એટલે તું ચપલાક્ષી છે, એટલા માટે વધારે પ્રિય છે એમ નથી જ, પણ, ત્હારાં નયનો શાન્ત હોય—શુદ્ધ સાત્વિકતાપૂર્ણ હોય—દેહને બદલે આત્માને જ જોનારાં હોય એ મ્હને વધારે ગમે છે અને તું એવી શાન્ત–સાત્વિક દૃષ્ટિવાળી હોય એ જ મ્હને વધારે પ્રિય છે.

"પતિ હુંને ના ના, પણ હૃદયનો મિત્ર ગણવો" અને :—

"મ્હને બન્ધુ, વ્હાલો, પિયુ, તુજ પિતા, પુત્ર ગણજે—"
"અને એ ભાવોથી મમ હૃદયનો આ રસ પીજે."

મ્હને શું પતિ જ ગણવાનો ? ના–ના. મ્હને તો હૃદયનો મિત્ર ગણવાનો."

પતિપણુ અને પત્નીપણુ એ તો ઐહિક સુખનુ પ્રાધાન્ય માનનારા અને સ્થૂલને અનુલક્ષીને પોતે ઉભા કરેલા સંસારના બાહ્ય ધર્મો છે.

મનુષ્યાત્માની ઇતિકર્તવ્યતા તો સ્થૂલને ઉલ્લંઘીને તેને પેલે પાર છે.

"તું મ્હને બન્ધુ, વ્હાલો, પતિ, પિતા, પુત્ર બધું જ ગણજે અને તુ એ સર્વભાવોએ હૃદય ભરીને મ્હારા હૃદયનો રસ પીજે."

અશારીરિક આત્મત્વની ભાવનાનું અહીં શિક્ષણ મળે છે.

જીવાત્માની વૃદ્ધિ અને ઉન્નતિના ક્રમમાં આ ભાવના–અલિંગી અનુભવની – ( Beyond Sex ) ની ભાવના અસીમ ઉપયોગી છે. શ્રી કલાપી આ કાવ્યના અન્તિમ ચરણમાં આ જ ગહન વસ્તુ સરળતાથી શિખવે છે :—

"નકી દેવી રીતે હૃદય પ્રણયીનો રસ પીતું –
"ખરા સ્નેહે જ્યારે શરીરસુખ સૌ ગૌણ મનતું."

ઐહિક સુખ માત્રથી પર એવું શાશ્વત સુખ માણવાને ઐહિક સુખથી પર જાતે જીવતુ જોઇયે અને એવા ખરા સ્નેહના – ઈશ્વરી સ્નેહના સ્વાનુભવ માટે શરીરનો સ્નેહ , અલબત્ત , છેક જ ગૌણ

ગણાવો જોઇયે. આમ ઐહિક સ્નેહને ગૌણ ગણનાર જ ઈશ્વરી **સ્નેહનો** સ્વાનુભવ કરી શકે છે.

આ પંક્તિઓ કાવ્યની અંતિમ પંક્તિઓ છે અને તે શિખવે છે કે :–

"વસે સ્વર્ગે તે ના અધિક કંઇ આવા પ્રણયથી –"
"અને સ્વર્ગે તેથી પ્રણયી દિલનું ઇચ્છિત નહીં."

હિન્દૂઓમાં પુરાણો કહે છે, કે સ્વર્ગમાં ઉચ્ચ પ્રકારના ભોગ-વિલાસાદિ પ્રાપ્ત થાય છે અને ઇસ્લામીઓ માને છે કે સ્વર્ગમાં જનારની તહેનાતમાં પરીઓ અને ગુલામો ખિદમત ઉઠાવે છે; પરન્તુ, જેણે **અશારીરિક આત્મત્વની અનુભવદૃષ્ટિ** પ્રાપ્ત કરી છે તે હવે ક્યાં ઐહિક સુખભોગનું તરસ્યું હોય? અને એવી **અણુલિંગી આત્માનુભવની** પ્રાપ્તિ થઇ ન હોય ત્યાં સુધી સ્વર્ગના સરખા ભોગવિલાસ પણ વ્યર્થ જ છે. દિવ્ય **સ્નેહ** (Divine) એટલે જ **શરીરથી પર** – Love *Beyond Sex* – Spiritual – *not in flesh* but *in Spirit*.

મહાત્મા **શ્રી અખાજી** યથાર્થ જ કહે છે કે :—

"લિંગનો ભંગ થયા વિના, સર્વ મનની ઉપાસના."

અને :—

"અખા! એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપન્યા;
"લિંગભંગ થયા વિના સૌ સાધન કાળની સેવના."

(અનુભવબિન્દુ; શ્રી અખાજી.)

શ્રી કલાપીના આ શાન્ત પ્રેમને અંગ્રેજ કવિ વર્ડ્સ્વર્થ *Unerring Light* કહે છે.

સરખાવો :–

Serene will be our days and bright,
And happy will our nature be,
*When Love is an Unerring Light*,
And *Joy* its own security.

*Wordsworth.*



રહે તેવું નથી. પરિચિત વસ્તુઓને પણ એવું નવું રૂપ આપતાં આવડે છે કે આપણે કેમ જાણે તે વસ્તુ **નવી જ** જોતા હોઇએ તેવો ભુલાવો ખાઇએ છીએ.

" **આ કાવ્ય** પોતા તરફ બતાવાયેલી કૃતઘ્નતાથી છે-તેમાં કવિનો ખરો જુસ્સો, નિરાશા, વૈરભાવની તીવ્ર લાગણી અને દુષ્ટ જનોનો તિરસ્કાર આબેહુબ દશ્યમાન છે. પરંતુ આખર તોફાની સરોવર વાયુના ઝપાટા નરમ પડવાથી હળવે હળવે શાંત સ્વસ્થ સ્થિતિમાં આવી જાય તેમ તેનું કોમળ, નરમ, પ્રેમીલું હૃદય પાછું મૂળ અવસ્થાને પામે છે ને આશ્ચર્યકારક થયું તે ભૂલી દિલાસા આપી વિરામે છે. "

## ૩૪ બાલક કવિ

આ કવિતા શ્રી કલાપીએ સાક્ષરબન્ધુ શ્રી લલિતને ઉદ્દેશીને લખેલી હોવાનું સાંભળવામાં છે. **શ્રી લલિતે શ્રી કલાપીને** સંબોધીને પણ **એક લાગણીભરેલી** સુન્દર કવિતા લખેલી છે.

જુઓ :–**મ્હારા મયૂરને, આમુખ**; પૃ. ૬૯.

કાવ્યમાધુર્યકાર રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ.એ. **આ કવિતા ઉપર વિવેચન** કરતાં કાવ્યમાધુર્ય પૃ. ૩૭ મે લખે છે કે:

" એમાં જગતની **સંસ્કારી પુરુષ તરફની** દૃષ્ટિ સંબંધીના વિચાર સાથે **સરખાવો** :–

" The world has ever, we fear, shown but small favour to its teachers; hunger and nakedness, perils, and reviling, the poison chalice, the cross have, in most times and countries, been the market–price it har offered for wisdom the welcome with which it has treated those who have come to enlighten and purify it. "

" The fate of Burns. *Carlyle.* "

## ૩૫ નદીને સિન્ધુનું નિમંત્રણ

આ કાવ્ય માટે **શ્રી** કલાપીએ એવું લખ્યું છે કે:–

" હૃદયત્રિપુટીના જ વિચારોનો **સાર** આમાં ખેંચવામાં આવ્યો છે. "

( **શ્રી** કલાપીની ડાયરીમાંથી. )

## ૩૮ જ્વરમાં પ્રિયાને

**ગઝલ – સાખીની** કાવ્યરચનાની **નવીન** ઘટનાને અનુસરીને આ **સંગીતક્ષમ** કાવ્ય રચાયલું છે અને તેથી બાહ્ય **ચારુતા અને આન્તર** રમણીયતા બન્નેનો સુન્દર મેળ મળ્યો છે.

ભાષા અને રચના ઉભય સ્વાભાવિક અને સરળ છે. કાવ્યના વસ્તુ ઉપર વિશેષ વિવેચન આવશ્યક નથી.

**ગઝલ–સાખીની રચના** ગુજરાતી **સાહિત્યમાં** પહેલવહેલી રવ **ડાહ્યાભાઈ દેરાસરીએ** ' બુલબુલ ' નામના ન્હાના પુસ્તકમા પ્રસિદ્ધ કરેલી અને તે ઉપરથી કેટલાક સમય સુધી આવા માપની કૃતિ "બુનબુલના **રાગ**" તરીકે ઓળખાતી.

## ૩૫ કૃતઘ્નતા

હૃદયને **થયેલી** અસીમ વ્યથાના મહાપ્રબળ આઘાતવ્યાઘાતની અતિ **વ્યગ્ર**, રૌદ્ર અને દ્રાવક આન્તરસ્થિતિ **આ** કાવ્યમા **આબેહૂબ** ચિતરાયલી છે.

પ્રલય સરખા આટલા બધા **તોફાની** ઉછાળા પછી પણ જ્યારે એનું **શમન** થયેલું જોવાય છે ત્યારે **શ્રી** કલાપીનુ **અસીમ ઔદાર્ય** ભરેલુ **અસાધારણ વ્યક્તિત્વ** અને એમા **મહાત્માની ક્ષમાવૃત્તિ** સ્પષ્ટ જોવાય છે. કિં બહુના ?

"કાવ્ય **માધુર્ય**" ના વિદ્વાન સગ્રહકાર **રા રા. હિંમતલાલ ગણેશજી** અ જારીઆ એમ એ. **આ** કવિતા ઉપર **વિવેચન** કરતા **કાવ્યમાધુર્ય** પૃ. ૩૧ મે લખે છે –

"**આ રાજવી** કવિની ઓળખ વિશેષ આપવી પડે તેમ નથી. તેનુ હૃદય કેટલું **કોમળ** છે, તેની **લાગણી** કેટલી ઉત્કટ તથા **ઉભરાતી** છે, તેની **લેખનશૈલી** કેવી **સચોટ** છે, તથા તેની લેખનકળામાં કેટલાં **ચાતુર્ય** અને **પ્રબળ પ્રયાસ** છે, તે સૌ વાચક સ્હેજમા જાણે તેમ છે. વગર પ્રયાસે સમજાય તવી કવિતા હોવા છતા તેમા **ઉંચા પ્રકારનુ** કવિત્વ **અક્ષરે અક્ષરે** ઝળકી ઉઠે છે – તેમાં *fluent freshness of Poetic Style* **એવી** તો રસભરી છે કે તેનું એક કાવ્ય નાનું યા મોટુ – હાથમા લીધા પછી **અથેતિ** વાચ્યા વગર મુકાય તેવુ **નથી;** તેટલુ જ નહિ પણ દરેકમા – કાંઈ ને કાંઈ નવું, **નવો** ભાવ **નવો** વિચાર, **નવો** ઉદ્ગાર, **નવું** ચિત્ર, કે **નવી** પ્રતિભા જણાયા વગર

અને પછી:—

" પછી ધીમે ધીમે - તુજ અવયવો આ પલટતા,
" મને ભાસ્યા સર્વે વધુ મધુર ગમ્ભીર બનતા;
" મને કુંચી આપી મમ હૃદયની ને જગતની,
અને, તાળું ખોલી, તુજ મુખ નિહાળ્યું ફરી ફરી.

*   *   *

આમ છતાં **શ્રી કલાપી** 'કવિ ( *Poet* ) નથી; પણ, **મહાકવિ** ( *Mystic* ) છે.

---

## ૭૮ વિધવા બ્હેન બાબાંને

પ્રેમ, જ્ઞાન, અને વૈરાગ્યનો પ્રબોધ કરતી આ અતિ અદ્દભુત કવિતા માટે શ્રી કલાપી પોતે નીચે પ્રમાણે લખે છે:—

૮ " આજે 'વિધવા બ્હેન બાબાંને' લખ્યું છે. **બાબાં** સાહેબ–મ્હારાં *Sister-in-law* જેઓને મ્હેં બ્હેન માનેલાં છે, એમને માટે અને એમના જ પ્રતિ આ લખાયું છે. એ એક વિદ્વાન બાઇ છે. ધર્મ-પુસ્તકો વાંચવામાં હમેશાં *most regularly* ચાર કલ્લાક ગાળે છે અને એક કલ્લાક કીર્તનભજન ગાવા માટે રાખેલ છે. મણિભાઇની ગીતા એમણે બે વખ્ત વાંચેલ છે.

૮ " જ્યારે જ્યારે હું એમનું મ્હોં જોઉં છું ત્યારે ત્યારે મ્હને લાગી આવે છે કે **વૈધવ્ય સૌભાગ્ય કરતાં વિશેષ પવિત્ર છે. સૌભાગ્યમાં જે ભક્તિનાં 'વાઇબ્રેશન્સ' (*Vibrations*)** દેખાય છે, તે વૈધવ્યમાં નથી રહેતાં અને તેથી કાંઈ **હૃદયની કોમળતાની અદ્દભુત એકતારતા** રહે છે. જે મ્હેં એમને શિખવવા યત્ન કર્યું છે, તે માત્ર કહેવા ખાતર જ છે; પણ ખરું તો એ જ છે કે એમના મ્હોં પાસેથી હું આ શિખ્યો છું અને એમની આ સ્થિતિની મ્હારી મૌન લાગણી સામે એમનું હૃદય આ મૌન જવાબ આપી રહે છે. છેલ્લે **મ્હારી સખીને** પણ ત્હારા જેવો **પ્રેમનો મધુર અનુભવ** થાય એ ઇચ્છી, કાવ્ય બંધ થાય છે. "

(રા. રા. રૂપશંકર ઉ. ઓઝાને પત્ર; તા. ૩–૫–૯૬.)

કાવ્યમાધુર્યના વિદ્વાન સંગ્રહકાર રા. રા. **હિંમતલાલ ગણેશજી અંજારીઆ** એમ. એ. આ કવિતા ઉપર વિવેચન કરતાં, **કાવ્યમાધુર્ય પૃ. ૫૧** મે લખે છે કે :—

## ૩૮ વૃદ્ધ ટેલિયો

ત્રીસ પૃષ્ઠનું આ લાંબું, કરુણરસથી ભરપૂર કાવ્ય અંગ્રેજ કવિ વર્ડ્સ્વર્થની "The Old Cumberland Beggar" નામની કવિતા ઉપરથી રચાયેલી એક આખ્યાયિકા છે.

ભાષા અને ઇમારત ઉપરથી આખી કવિતા ઇંગ્લિશ ઉપરથી થયેલું અનુકરણ છે, એમ તુરત જ લાગે છે-જો કે ભાષાની સરળતા ખાસ ધ્યાન ખેંચે છે.

"બાલા બહેન"નો દુ:ખમય ઇતિહાસ સ્નેહી વાચકના હૃદયને અવશ્ય દ્રવીભૂત કરે એવો છે.

કાવ્યમાની કેટલીક પંક્તિઓમા તો ખાસ એવાં જ સૂત્રો છે કે જે અભ્યાસી કદાપિ ભૂલી શકે નહિ. જેમકે –

પુત્રી ને ગૃહને નાણે જેવારો ન થયો કદી,
પિતૃની ને પ્રભુની કૈં દૃષ્ટિ તીખી તહીં નકી.
જિજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે,
ઇચ્છા એવી મરેલાંમા રાખતા ઠપકો ઘટે.
કોઈનાં એ દુ:ખોમા છે યોગ્ય ના સુખ પામવું;
મરેલાં તો પ્રભુનાં છે, તેનું માન જ ગણવું.

× × ×

શ્રીમાનના ઈચ્છિત બાલકો તો,
ગરીબને દર્દ સમાં બને છે.

* * *

મરેલાંનાં સત્યો મરણ સુધી ના ના મળી શકે,
અને રાહા જોવી, વધુ પણ કશું ના થઇ શકે.
વગેરે વગેરે.

---

## ૩૯ પ્રિયા કવિતાને

શ્રી સરસ્વતી શ્રી કલાપીને પ્રસન્ન છે, તેનું સુન્દર વર્ણન અહીં કવિતામાં જોઇ શકાય છે. કવિતામાં મૂર્તિમન્ત પ્રિયાપણું આરોપીને તેઓ શ્રી સ્વાનુભવ કવે છે કે :–

"મને તું આલિંગી, ભ્રમણ સહુ ભાંગ્યું હૃદયનું !

× × ×

કુવે પડીને આપઘાત કરવા આવેલી સગર્ભા વિધવા બ્રાહ્મણીને બચાવવાને મહાત્મા શ્રી મૂળદાસજીએ બતાવેલો માર્ગ સૌ કોઈને આશ્ચર્યમાં ગરક કરી નાખે એવો છે. તેઓ શ્રી કહે છે :–

"લેજે તું મુજ નામ ને અપયશ હું સુખે પિતા બાલનો !"

કીર્તિનો ભોગ આપવો, જૂઠી લોકેષણાનો ત્યાગ કરવો એ સૌથી વધારે કઠિન છે. મહાત્મા બરાબર જ સમજે છે કે :–

પોલું છે જગ ને નકી જગતની કીર્તિ જ પોલી દિસે,
પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે;
એ પોલાણ ત્યજી જનાર કદિ એ કીર્તિ ન પામી શકે,
લોકોની અપકીર્તિમાં હૃદયની સાચી જ કીર્તિ વસે.

મહાત્મા મૂળદાસજીનું આખ્યાન સાચી બનેલી વાત (*Fact*) ઉપરથી લખાયલું છે. અમરેલીમાં હજી પણ "મહાત્મા મૂળદાસની જગા" મોજૂદ છે.

## ૮૩ અર્પણપાત્ર

"અસ્થાર્પણ" એવા મથાળાથી આ કવિતા પૂર્વે જાણીતી હતી. આ મથાળું શ્રી કલાપીની સ્વહસ્તલિખિત પ્રતો ઉપરથી સંશોધન કરીને પછી ફેરવ્યું છે.

પ્રથમ પંક્તિમાં :–

"દેવિ ! ત્હારા હૃદયરસની લ્હેરીઓથી ગળીને" એવું હતું; તેને સ્થાને આ ગ્રન્થમાં :—

"દેવી મ્હારા હૃદયરસની લહેરીઓથી ગળીને" આવો ફેરફાર કર્યો છે; તે પણ શ્રી કલાપીના હસ્તાક્ષરની જુદી જુદી પ્રતો ઉપરથી સંશોધન કરીને પછી કર્યો છે.

## ૮૯ – એક ઘા

"મને જોઇને ઉડી જતાં પક્ષીઓ" એ કવિતા સાથે આ કવિતા ભેળવી દઈને સહજ ફેરફાર સાથે તેને ગુજરાતી વાચનમાળામાં દાખલ કરવામાં આવી છે. આ પસંદગી ઘણી યોગ્ય થઇ છે.

વળી "રખોપીઆને" એ કવિતા જે વચ્ચેથી છોડી દેવામાં આવી છે, તે પણ વાચનમાળામાં સાથે જ લઇ લેવા જેવી છે.

"પ્રભુ પર ખરી આસ્થા-તેના સર્વ રસ્તાઓ સારા માટે છે એવો દઢ વિશ્વાસ અને આવેલી સ્થિતિમાંથી પણ ઉત્તમ બોધ અને સંતોષ મનાવનાર આ કાવ્યની મધુર છાપ અનેરી જ છે

"એ લેખકનાં કાવ્યમાં કળાવિધાન એવું તો સાવધ ન રીતે થયેલું છે કે તેની એક લીટી નવીન આનંદભરી મીઠાશ વિનાની નથી, એટલું જ નહિ, પણ તેનાં સર્વ લખાણમાં અથથી તે ઇતિ સુધી ભાવ વધતા જતા રસથી જળવાઈ રહે છે"

---

## વૃદ્ધ માતા

આ કાવ્ય ઇંગ્લિશ કવિ વડર્સવર્થની "The Affliction of Margaret" નામની કવિતા ઉપરથી લખાયલું છે અસલ ઇંગ્લિશ કાવ્ય નીચે પ્રમાણે શરૂ થાય છે —

"Where art thou, my beloved Son,

"Where art thou, worse to me than dead ?"

અને તે નીચે પ્રમાણે પૂરૂ થાય છે —,

"Then, come to me, my Son, or send ,
"Some tidings that my woes may end !
"I have no earthly friend !"

---

## મહાત્મા મૂળદાસ

કાવ્યના મથાળા નીચે મૂકેલા શબ્દો શ્રી કલાપીએ પોતે જ લખેલા છે

આખું કાવ્ય શિક્ષકરૂપ છે.

કુવે પડીને આપઘાત કરવા આવેલી બાઇને, આત્મહત્યા કરવાનો જગતમાં કોઇને પણ હક નથી, એ સિદ્ધાંત બહુ સુન્દર રીતે કહેવરાવ્યો છે જુઓ -

"જેનું કોઈ નહી અરે જગત આ આખું ય તેનું નકી ,
"ને જેનું જગ તે જરૂર જગનું 'પોતાનું' કોઈ ન હીં'."

**અનલહકનો આશક**, ઇશ્કહકીકીનો ફકીર–મનસૂરની પેઠે **ફના-ફિલ્લાહ** કરે છે–પરમાત્મામાં **સર્વસ્વસમર્પણ** કરે છે.

સામાન્ય **યજ્ઞોમાં** બલિ હોમવાનો વિધિ છે, તદનુસાર, **આ ત્યાગયજ્ઞોત્સુક સાહુ હૃદય** પણ પોતાના **આન્તરયજ્ઞમાં મ્હોટા** મ્હોટા પહાડોનું, વિકરાલ દાવાઓનું, પ્રાણીમાત્રનું, આશાતૃષ્ણા, મનોવિકાર અને સ્થૂલપણા માત્રનું **બલિદાન** હોમે છે–એ મહા બલિઓને તે **ભસ્મીભૂત** કરી નાખે છે–તેની ખાખ બનાવે છે અને તે ખાખ દિલ ઉપર **નહીં**, પણ **દિલમાં–દિલની** અંદર લગાવે છે.

મનોવિકારને લીધે ઉત્પન્ન થતી જુદી જુદી મહા બલવતી - ઉન્મત્ત આકાંક્ષાઓને એક **પરમાત્મામાં** જ વાળવાનું કાર્ય મ્હોટા પહાડોને બાળીને ખાખ કરવા જેવું છે ; તેથી જ કહ્યું છે કે :–

બાળી પહાડો સહુ ખાક કીધા !
**તે** ખાક ચોળી જ શરીરમાં આ !
વિકરાળ દાવા મુજ **ત્યાગધૂણી** !
તેણે **બચાવ્યું નવ કોઈ પ્રાણી** !

આટલું બધું કરવા છતાં હવે તે કહે છે કે :–

મ્હારા ત્યાગયજ્ઞમાં બલિ હોમવા માટે મોટા પહાડોને મ્હેં ભસ્મીભૂત કરી નાખ્યા છે – અતિ પ્રબલ મહત્વાકાંક્ષાઓને મ્હેં દિલમાંથી બરતરફ કરી નાખી છે – તેમાં –

હા ! હા ! તહીં કંટક આ કહીંથી ?
નીલો રહ્યો છે દ્રવતો જલેથી !
ના અગ્નિમાં એ મુજ દિલ દાઝે !
લોકાય તેમાં કયમ કુમળો એ ?

મેઘધ્વનિમાં કંઇ વજ્રપાત ,
ઉરે ન તેની ગણી કૈં વિસાત !
તે ઉર આ કાયર કેમ થાય ?
કાંટો અહર્યે પીગળી કેમ જાય ?

**મહા પ્રબલ બલિદાનો, ત્યાગના યજ્ઞમાં હોમીને ભસ્મીભૂત** કરી નાખ્યાં–**ત્યાં** આ એક કાંટો લીલો ને લીલો જ રહે છે અને બળતો નથી એ શું ? !

## પશ્ચાત્તાપ

છેલ્લી બે કડીઓ ખાસ મનન યોગ્ય અને સર્વદા સ્મરણ યોગ્ય છે :—

> હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,
> પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે,
> ઓહો! કેવું સ્મરણ મધુરું પાપનું એ ધરે છે!
> માફી પામ્યું કુદરત ગણે, એમ માની ગળે છે.
>
> રાજ્યોથી કે જુલમ વતી કે દંડથી ના બને જે,
> તે પસ્તાવો સહજ વહતાં, કાર્ય સાધી શકે છે,
> હું પસ્તાયો, પ્રભુ! પ્રણયીએ માફી આપી મ્હને છે,
> હું પસ્તાયો, મુજ હૃદયની પૂર્ણ માફી મળી છે.

## ત્યાગ

આ આમી ગઝલ આન્તર ત્યાગનો એટલે પૂર્ણ પ્રેમવૈરાગ્યની ઉન્મત્ત સ્થિતિનો નિર્દેશ કરે છે.

કડી ૧૦ મી —

**તમ ઊર્મિ એ તમ વારિધિ મુજ વારિધિ મુજ ઊર્મિ છે!**

પાઠાન્તર :—

**મુજ ઊર્મિ એ તમ વારિધિ! તમ વારિધિ મુજ ઊર્મિ છે!**

**મ્હારી કબર બાંધી અહીં**—વગેરે=

**મ્હારા જે સ્થૂલ** રૂપને જગત્ નમે છે, તે હું "હું" **નથી** હું તો અનન્તમાં છું.

( જુઓ " જન્મદિવસ " ની કવિતા. )

## ત્યાગમાં કંટક

**સનમના માયા** મુલ્કમાં મસ્ત થએલું, ત્યાગી, વિરાગી, સનમનું જ અનુરાગી એવું આ કેકીનું જિગર ત્યાગનો યજ્ઞ આદરે છે:

નબળાઇનું જ પરિણામ છે—આ ખેંચાણ તો **પ્રલોભન**—(*Temptation*) જ છે—આમ તે બરાબર સમજે છે, પણ તેટલામાં તો, પૂર્વસ્મૃતિનું જૂનું વાદળ આડું ચડી આવે છે અને તેના આક્રમણને લીધે તો એટલી બધી આંધી ચડી આવે છે કે ત્યાગને ત્યાજ્ય અને **રાગને ત્યાજ્ય નહિં,** એવું મનાવવા સુધીની પણ એ આવરણ હિમ્મત ધરે છે કુદરતનો સંકેત જ એવો છે કે **વૃત્તિની દ્દઢતાની પરિપૂર્ણાવસ્થા માટે,** તેનું ભિન્ન ભિન્ન પ્રકારે **પરીક્ષણ** નિર્માયલું હોય છે; અને તેથી, વિકટ **પ્રલોભનો સામે લડીને તેને હઠાવવાનું,** **ઉન્નત જીવનના પ્રવાસી** માત્રને આત્માના પ્રવાસમાં આવે છે.

આ પ્રસંગે તો, આ **સહૃદય, યોગી મહાત્મા** પ્રલોભનની સામે દઢતાથી ટકી શકે છે. **ખેંચાણમાં નબળાઈ** જ છે, એવી **આત્મ-પ્રતીતિ** તેને થયા પછી તે યોગ્ય જ નિશ્ચય ઉપર આવે છે કે :—

ભોળું ન થા, હર! હવે ફરીને,
માન્યું વૃથા તે નકી સૌ વૃથા છે;
કાંટો ય બાળી કર ભસ્મ તેને,
તે ભસ્મ ચોળી, અવધૂત! લેને!

ઓ દિલ! ભોળું ન થા—વૃથા તે બધું વૃથા છે—કાંટો તો **પ્રલોભન** છે અને તેને પણ ત્યાગના **યજ્ઞમાં હોમી દે—બાળી દે—ભસ્મીભૂત** કરીને તેની ખાખ બનાવી લે—અને, ઓ અવધૂત! એ ખાખ તું **દિલની અન્દર** લગાડી લે!

**શ્રી કલાપીએ પોતે પોતાને "અવધૂત" નું સંબોધન કર્યું** છે, એ **અભ્યાસી ધ્યાનથી લક્ષમાં** રાખે છે.

આવી રીતે **ત્યાગયજ્ઞની** પૂર્ણાહુતિ થશે, તો જ **ઇશ્વરી સ્નેહની** ઝાંખી થશે; કેમકે **એપણા માત્રનો ચિત્તમાંથી સંપૂર્ણ પરિત્યાગ કર્યા વિના પરમાત્મયોગની** પાત્રતા જ **નથી.**

**ક્ષાત્રહૃદય**ની આ **વીરવાણી** છે અને **યોગી** અથવા **ભક્ત માત્રને** તે **માર્ગદર્શક** અને ઉત્તેજક છે. **અસ્તુ.**

પ્રાથમિક અથવા માધ્યમિક કેળવણીનાં પાઠ્ય પુસ્તકોમાં શિખવવા યોગ્ય **શ્રી કલાપીની** ધાર્મિક **કવિતા છે** અને આ **કવિતા** પણ, ભાષા અને વિચારો બન્ને જોતાં, તેવી જ શિક્ષણીય છે.

અગ્નિથી યે ન દાઝનારૂં એવું મ્હારૂં દિલ–તેને ભેદીને, તેને ભોંકનારો આ કુમળો કાંટો શો અને કયાંથી ?

આત્મપરીક્ષણ એ **શ્રી કલાપીની** કવિતાનું હંમેશનું લક્ષણ છે. તે સત્યને જ શોધનારૂં, સત્યને જ ચ્હાનારૂં અને સત્યને જ ઓળખનારૂં છે. હજુ આગળ તે વિચારે છે –

> મ્હારી સમાધિ ઠગી જાય છે કે !
> તલ્લીન કાંટા સહી ધ્રૂજાય છે કે !
> આ રોગ ચ્હાનો કયમ ચ્હાલ થાય !
> ખેંચાણમાં કાં વહતો જણાય ?
> યોગીઉરે કંટક આ હશે શું ?
> આ રાગ ત્યાગીઉરમાં રહ્યો શું ?

'ફકીરી હાલ'માં અને 'હમારા રાહ'માં તેમ જ 'શાન્ત પ્રેમ'માં જોયું હતું તે જ, **શ્રી કલાપીનું** મસ્ત, ત્યાગી, વિરાગી અને દરદનું અનુરાગી હૃદય પોતાને જ પૂછે છે કે :–

ઇશ્વરી સ્નેહ (Divine Love) માંથી મ્હારી **યોગીની** સમાધિ કેમ ઠગી જાય છે ? મ્હારા ત્યાગીના ઉરમાં–યોગીના હૃદયમાં આ રાગ શો ?! આ પ્રીતિ શી ?! આ ખેંચાણ (*Attraction*) શું ?! આ (*Attachment*) આસક્તિ શી ?!

> બુદ્ધિ માંહીં આ દિલનો ઝરો શું ?
> પાષાણમાં રોપ ઉગ્યો હશે શું ?
>
> ખેંચાણ ચાલે નરમાશ કાંઈ,
> અશ્રુ વહે છે કયમ નેત્ર માંહીં ?
> કાંટો ગળીને મૃદુતા ધરે છે,
> ચિત્તે સ્મૃતિવાદળ કે ચડે છે !
>
> વ્હાલી હતી તે ફરી થાય વ્હાલી !
> તે અશ્રુની આપતી નાંઈ ચાહી,
> આ ત્યાજ્ય લાગે મુજ ત્યાગ ગાને ?
> ના ત્યાજ્ય તે રાગ મ્હને દિસે છે !

પથ્થર જેવી કેવળ સૂકી – બુદ્ધિની સહા દઢ ભૂમિકા–તેને ભેદીને તેમાંથી આ હૃદયનું–વૃત્તિનું ઝરણું શું ? ક્યાંથી ? આ ખેંચાણ તો

સાધકે પ્રથમ ચિત્તશુદ્ધિ સંપ્રાપ્ત કરવી, (સાત્વિક આહારવિહાર ચિત્ત-શુદ્ધિના ઉપાયો છે,) તે પછી ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવી અને શુદ્ધ અને એકાગ્ર ચિત્તવૃત્તિના વિધિપૂર્વક યોગથી જ મનોલય અને વાસનાક્ષય દ્વારા સાધક પરિબ્રહ્મપ્રાપ્તિનો સ્વાનુભવસાક્ષાત્કાર કરી શકે છે. આવા તપસ્વી અને યોગીજીવનના સાધક સિદ્ધાર્થ થવા માટે, બીજી બધી પ્રવૃત્તિઓનો સર્વથા ત્યાગ કરીને, નિવૃત્ત થયેલો હોય છે.

<u>પ્રણવનો જપ</u>–એ તેનું એકવીસ હજાર અને છસો વારનું પ્રતિ દિનરાત્રિનું એટલે ચોવીસ કલાક દરમ્યાનનું એકેએક શ્વાસોશ્વાસના પૂરા ધ્યાનથી સુરતા રાખવાનું સ્થિર બ્રહ્મકેન્દ્ર–લક્ષ્યસ્થાન હોય છે.

પ્રણવ એટલે ૐકાર=ૐ=એ વેદોમાં કહેલું પ્રભુનું–પરમાત્માનું ટુંકામાં ટુંકું નામ.

ૐ એ એક જ શબ્દમાં વેદોએ પરમાત્માના–બ્રહ્મના–પ્રભુના મહાસમર્થ નામનો સંક્ષિપ્તમાં સમાવેશ કર્યો છે :–

૧. શ્રી કઠોપનિષતમાં શ્રી યમરાજ નચિકેતાને સમજાવે છે કે :–

सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीमि॥
॥ ओमित्येतत् ॥ ( कठोपनिषत् १ : २ : १५. )

ભાવાર્થ કે ;–

૧. બધા વેદો જેનું વર્ણન કરે છે, વારંવાર ઉચ્ચારણ કરે છે, બધા તપસ્વી પુરૂષો જે વિદિત કરે છે અને જેને માટે બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે હું તને સંક્ષિપ્તમાં જ કહું છું; તે ૐ છે.

( શ્રીકઠોપનિષત્. ૧ : ૨ : : ૧૫ )

છાન્દોગ્યોપનિષત્ કહે છે કે :–

। ओंकार एवेदं सर्वम्। ओंकार एवेदं सर्वम्॥

ૐકાર એ જ આ બધું છે – ૐકાર એ જ આ બધું છે.

માણ્ડૂક્યોપનિષત્ કહે છે કે :

ओमित्येतदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानं भूतं
भवद्भविष्यदिति सर्वमोंकार एव ॥ १ ॥

## ૯ ભરત

શ્રી કલાપી મહારાજે પોતે, કેટલીક કવિતા લખતા પૂર્વે, પોતાની ડાયરી બુકસમા, સક્ષિપ્તમા તેની *Projects* (કાવ્યની યોજના વિષે સક્ષિપ્ત નોધ) લખી છે આ કાવ્ય માટે શ્રી કલાપીએ પોતે નીચે મુજબ નોંધ (*Projects*) લખી છે —

*Projects:* —

" ભરત—ગડકી નદી–આસક્ત. હરને જ પોતાનું ટોળું માને છે, તેને માટે મ્હારો ત્યાગ જતાં સ્વાર્થ જ જાય છે, તેની ચિતા ન કરવી જોઈએ; સમિધ, કંદમૂળ વગેરે લેવા જતી વખતે જીવ મૃગમા રહેતો તેથી સાથે લઈ જાય છે અને તે પણ દૂર દોડી નાચતુ તેથી ભલે ઉપાડે છે. પૂજા કરતા ઉઠીને તેને આશીર્વાદ આપે છે. તે દૂર જતા ઉદ્વેગ થાય છે સમાધિસમયે શિગડાથી તેને મૃગ હલાવતો પૂજાના દર્ભને ચીખી નાખતા ધમકાવે ત્યારે સ્થિર ઉભું રહે.

" મનોરથો વધ્યા તપસ્વી–પ્રભાવ–આરાધના–એકાગ્ર.

" <u>ઉપયોગી થવુ, પણ, આસક્ત ન થવું</u> લાગણી માટે હૃદયમા અહીં અને આ થાય છે એ કોણ કહી શકે?

" <u>બ્રહ્માંડને પાળનાર વ્યક્તિ ન પાળે.</u>

" તું મૃગને છોડવા માગે છે, પણ આ નદી, આ વાદળીના રંગને ચાહે છે ત્યા સુધી કેમ મૃગ કેમ ત્યજી શકીશ?

" અરેરે! પ્રેમ–આસક્તિ શું પાપ છે?"

(**શ્રી કલાપીની ડાયરીમાથી**) श्री कलापी

શ્રીમદ્ ભાગવતના પાંચમા સ્કન્ધમા અધ્યાય આઠમામાં અને નવમામા આ ભરત રાજાની કથાનુ વિસ્તારથી વર્ણન કરવામા આવ્યું છે કથા એવી છે કે —

રાજપાટ અને વિભવવિલાસાદિ સર્વ છોડી દઈને, અયોધ્યાના રાજા ભરતજી યોગી થઈને તપશ્ચર્યા આદરે છે અને ગંડકી નદીને તીરે આશ્રમ બાંધીને સાધુજીવન–યોગીજીવન સંસારથી વિરક્ત જીવન નિર્ગમે છે.

ૐકારના રટનમા દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા.

પરિબ્રહ્મ એટલે પરમાત્માના પૂર્ણ સ્વાનુભવસાક્ષાત્કાર આ આર્યોના વેદમા–વેદના ઉપનિષદોમા–વેદાન્તશાસ્ત્રમા એવુ કહ્યુ છે કે —

પણ, નિર્માણુ એવું છે કે આવી રીતે હળી ગયેલા મૃગ-બાળકને છોડી દેવાનું હવે ઋષિથી બની શકતું નથી. તે કહે છે ખરો કે :–

"જપ તપ કરનારો પાળશે આ ત્હને ના"

પણ સ્નેહને લીધે યા દયાને લીધે તે તુરત જ વિમાસણ કરે છે કે :–

"અરર! પણ મુખે તું છોડશે કેમ સ્નેહ ?"

રાજર્ષિ ભરતજીના હૃદયમાં, યોગ અને સ્નેહ અથવા તો કર્તવ્ય અને દયા એ બે વચ્ચે, તુમુલ યુદ્ધ ચાલે છે.

શ્રી કલાપી રાજર્ષિ ભરતજીની આવી અનુકંપાયોગ્ય સ્થિતિ જોતાં કહે છે કે :–

ઋષિ ! ત્હારી સ્થિતિ જોઈ આવે છે મુજને દયા,
આવશે બ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?

અને રાજર્ષિને તેઓ શ્રી પૂછે છે કે :–

નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઈ માછલીથી;
સન્ધ્યાસમે કંઇ વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારું મૃગલું ત્યજે છે ?

હજી આગળ વધીને શ્રી કલાપી રાજર્ષિ ભરતજીને માર્ગ બતાવવાનો – તેના અન્તરમાં યોગ્ય પ્રકાશ પૂરવાનો પણ વ્યર્થ પ્રયાસ કરે છે :–

રમાડ તેને, પણ, લુબ્ધ ના થજે,
ઋષિ ! ન શું એ તુજથી બની શકે ?

એથી પણ આગળ વધીને, આવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ તે વિષે પણ શ્રી કલાપી પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જ કહે છે કે :—

છાડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે ત્હને જો,
તો ના શાને, પ્રણયી બનતાં, સાચવે ત્યાગ ત્હારો ?

પ્રણયી બનવા છતાં, ત્યાગી વૃત્તિ સાચવી રાખવાનું શા માટે બનતું નથી ? એવું બને, તો જ યોગી મહાયોગી થાય અને જ્ઞાની મહાજ્ઞાની થાય. શ્રી કલાપીના જીવનનું સૂત્ર છે કે:–

૪આ બધું જે અક્ષર છે તે બ્રહ્મ છે: એમાં તો ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું ગૂઢ રહસ્ય છે. આ બધું એ જ ૐકાર છે.

( માણ્ડૂક્યોપનિષત્ ૧ )

આટલા માટે જ –

ૐકારના રટનમાં દિન જાય ચાલ્યા –
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા

અને –

આહાર કન્દફલનો કરતો સદા યે.
એકાન્ત, શાન્ત સ્થલમાં સુખથી વસે છે.

તે યોગી ભરત રાજા આ પ્રમાણે સાત્વિક જીવન જીવતા, એકાન્ત, શાન્ત સ્થલમાં રહેતા કેમકે અસંગતા–કેવળ જ અસંગતા એ યોગીનું વિશિષ્ટ નિયમન છે અને એ જ અસંગતા ભક્તનું આનુષંગિક લક્ષણ છે.

ભરત રાજા યોગી અને તપસ્વી થયા હતા. કોઈ પણ પ્રલોભન તેમની આડે આવે નહિ તે માટે તેમણે યમ, નિયમ, ધ્યાન, ધારણા, તપ, જપ અને એવા તો કંઈ કંઈ પ્રબલ આત્મસંરક્ષણના મજબૂત કિલ્લાઓ બાંધી દીધા હતા જુઓ :–

એ યોગતેજ તરૂમાં ચળકી રહ્યું છે ! વગેરે.
જટા પીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી – વગેરે

આમ તો ઘણો કાળ ચાલ્યુ, પણ એક દિવસ એવું બન્યું કે નદીના પૂરમા તણાતા પડી જઈને તણાઈ જતુ એક ન્હાનકડું મૃગનું બચ્ચું તે જુએ છે અને તેને મૃત્યુના મુખમાંથી બચાવીને પોતાને આશ્રમે લાવે છે, પાણી પાય છે–ચારો નીરે છે અને પાળે છે–બન્ને વચ્ચે સ્નેહ થાય છે. રાજર્ષિને અહીથી જ જાણે પ્રેમની પનોતી બેસે છે –

‘યોગી ચાલ્યો જપ તપ ભૂલી પ્રેમ બેંચાણ માંહી ’–
આવી ન ઇચ્છવા યોગ્ય હાલતમાં રાજર્ષિ ભરતજી આવી પડે છે –

‘રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતુ ’–
એવુ છેક જ થઇ જાય છે

પોતાની આ સ્થિતિની ઋષિને પિછાન થાય છે અને તે વિચારે છે કે :–

બ્રહ્માંડ આખું નિજ માનનારો જે,
૧ “ બન્ને ન વ્યક્તિ કદિ પાળનારો તે ; ” વગેરે

પણ, નિર્માણ એવું છે કે આવી રીતે હળી ગયેલા મૃગ-બાળકને છોડી દેવાનું હવે ઋષિથી બની શકતું નથી. તે કહે છે ખરા કે :–

"જપ તપ કરનારો પાળશે આ ત્હને ના"

પણ સ્નેહને લીધે યા દયાને લીધે તે તુરત જ વિમાસણ કરે છે કે :–

"અરર! પણ સુખે તું છોડશે કેમ સ્નેહ ?"

રાજર્ષિ ભરતજીના હૃદયમાં, યોગ અને સ્નેહ અથવા તો કર્તવ્ય અને દયા એ બે વચ્ચે, તુમુલ યુદ્ધ ચાલે છે.

**શ્રી કલાપી** રાજર્ષિ ભરતજીની આવી અનુકંપાયોગ્ય સ્થિતિ જોતાં કહે છે કે :–

ઋષિ ! ત્હારી સ્થિતિ જોઈ આવે છે મુજને દયા,
આવશે વ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?

અને રાજર્ષિને તેઓ શ્રી પૂછે છે કે :–

નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઈ માછલીથી;
સન્ધ્યાસમે કંઇ વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારૂં મૃગલું ત્યજે છે ?

હજી આગળ વધીને **શ્રી કલાપી રાજર્ષિ ભરતજીને માર્ગ** બતાવવાનો – તેના અન્તરમાં યોગ્ય પ્રકાશ પૂરવાનો પણ વ્યર્થ પ્રયાસ કરે છે :–

રમાડ તેને, પણ, લુબ્ધ ના થજે,
ઋષિ ! ન શું એ તુજથી બની શકે ?

એથી પણ આગળ વધીને, આવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ તે વિષે પણ **શ્રી કલાપી** પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જ કહે છે કે :—

છોડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે ત્હને જો,
તો ના શાને, પ્રણયી બનતાં, સાચવે ત્યાગ ત્હારો ?

પ્રણયી બનવા છતાં, ત્યાગી વૃત્તિ સાચવી રાખવાનું શા માટે બનતું નથી ? એવું બને, તો જ યોગી મહાયોગી થાય અને જ્ઞાની મહાજ્ઞાની થાય. શ્રી કલાપીના જીવનનું સૂત્ર છે કે:–

૪ આ બધું જે અક્ષર છે તે બ્રહ્મ છે; એમાં તો ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું ગૂઢ રહસ્ય છે. આ બધું એ જ ૐકાર છે.

( માણ્ડુક્યોપનિષત્ ૧ )

**આટલા માટે જ –**

**ૐકારના રટનમાં દિન જાય ચાલ્યા –**
**એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા**

**અને –**

**આહાર કન્દફલનો કરતો સદા યે,**
**એકાન્ત, શાન્ત સ્થલમાં સુખથી વસે છે.**

**તે યોગી ભરત રાજા** આ પ્રમાણે **સાત્વિક જીવન જીવતા,** **એકાન્ત, શાન્ત** સ્થલમાં રહેતા કેમકે **અસંગતા–કેવળ જ અસંગતા** એ યોગીનું **વિશિષ્ટ નિયમન** છે અને એ જ **અસંગતા ભક્તનું આનુષંગિક લક્ષણ છે.**

**ભરત રાજા યોગી** અને **તપસ્વી** થયા હતા. કોઈ પણ પ્રલોભન તેમની આડે આવે નહિ તે માટે તેમણે યમ, નિયમ, ધ્યાન, ધારણા, તપ, જપ અને એવા તો કઈ કઈ પ્રબળ **આત્મસંરક્ષણના** મજબૂત કિલ્લાઓ બાંધી દીધા હતા. જુઓ –

**એ યોગતેજ તરુમાં ચળકી રહ્યું છે ' વગેરે**
**જટા પીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી – વગેરે**

૨ આમ તો ઘણો કાળ ચાલ્યું, પણ એક દિવસ એવું બન્યું કે નદીના પૂરમાં ના જતા પડી જઈને તણાઈ જતું એક ન્હાનકડું મૃગનું બચ્ચું તે જુએ છે અને તેને મૃત્યુના મુખમાંથી બચાવીને પોતાને **આશ્રમે** લાવે છે, પાણી પાય છે–ચારો નીરે છે અને પાળે છે–બન્ને વચ્ચે સ્નેહ થાય છે. **રાજર્ષિને** અહીંથી જ જાણે **પ્રેમની પનોતી** બેસે છે :–

**' યોગી ચાલ્યો જપ તપ ભૂલી પ્રેમ ખેંચાણ માંહી '–**
આવી ન ઇચ્છવા યોગ્ય હાલતમાં **રાજર્ષિ ભરતજી** આવી પડે છે –

**' રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતું '–**
એવું છેક જ થઈ જાય છે

**પોતાની આ સ્થિતિની ઋષિને** પિછાન થાય છે અને તે વિચારે છે કે :–

**બ્રહ્માંડ આખું નિજ માનનાર જે,**
૧ **" બને ન વ્યક્તિ કદિ પાળનાર તે ; " વગેરે**

પણ, નિર્માણુ એવું છે કે આવી રીતે હળી ગયેલા મૃગ–બાળકને છોડી દેવાનું હવે ઋષિથી બની શકતું નથી. તે કહે છે ખરો કે :–

"જપ તપ કરનારો પાળશે આ ત્હને ના."

પણ સ્નેહને લીધે યા દયાને લીધે તે તુરત જ વિમાસણુ કરે છે કે :–

"અરર! પણુ સુખે તું છોડશે કેમ સ્નેહ ?"

રાજર્ષિ ભરતજીના હૃદયમાં, યોગ અને સ્નેહ અથવા તો કર્તવ્ય અને દયા એ બે વચ્ચે, તુમુલ યુદ્ધ ચાલે છે.

**શ્રી કલાપી** રાજર્ષિ ભરતજીની આવી અનુકંપાયોગ્ય સ્થિતિ જોતાં કહે છે કે :–

**ઋષિ ! ત્હારી સ્થિતિ જોઈ આવે છે મુજને દયા ,**
**આવશે જ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?**

અને રાજર્ષિને તેઓ શ્રી પૂછે છે કે :–

નેત્રો રમે આ તુજ વાદળીથી ,
ક્રીડા ગમે છે કંઈ માછલીથી ;
સન્ધ્યાસમે કંઇ વધુ હર્ષ આવે ,
તો કેમ ત્હારૂં મૃગલું ત્યજે છે ?

હજી આગળ વધીને **શ્રી કલાપી** રાજર્ષિ ભરતજીને માર્ગ બતાવવાનો – તેના અન્તરમાં યોગ્ય પ્રકાશ પૂરવાનો પણ વ્યર્થ પ્રયાસ કરે છે :–

રમાડ તેને , પણ , લુબ્ધ ના થજે,
ઋષિ ! ન શું એ તુજથી બની શકે ?

એથી પણ આગળ વધીને, આવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ તે વિષે પણ **શ્રી કલાપી** પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જ કહે છે કે :—

છોડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે ત્હને જો ,
તો ના શાને, પ્રણુયી બનતાં, સાચવે ત્યાગ ત્હારો ?

પ્રણુયી બનવા છતાં, ત્યાગી વૃત્તિ સાચવી રાખવાનું શા માટે બનતું નથી ? એવું બને, તો જ યોગી મહાયોગી થાય અને જ્ઞાની મહાજ્ઞાની થાય. શ્રી કલાપીના જીવનનું સૂત્ર છે કે:–

"ઉપયોગી થવું, પણ, આસક્ત ન થવું."

રાજર્ષિ ભરતજીને શ્રી કલાપી પૂછે છે કે –

આવું કેમ બનતું નથી ?

પણ, એ તો, ખરેખર, નથી જ બનતું, અને રાજર્ષિ ભરતજી બિચારા પોતાના વ્હાલા મૃગલાને અરણ્યમા એકલું ત્યજી દઇને પંચત્વ પામે છે.

પોતાના તરફથી અહીં તો અક્ષરે ઉચ્ચાર્યા વિના, મૂલ ભાગવતકારના શબ્દોનો જ સાર આપીને આ પ્રેમકથાની શ્રી કલાપી પરિસમાપ્તિ કરે છે :—

"કથા એવું કહે છે કે, જન્મશે મૃગ એ ઋષિ ;
"વાંછના જે રહી તે તે પૂરી સૌ કરવી પડે."

'વાંછના' નહીં, પણ વાસના. જે ઇચ્છા અથવા જે વાછના ઘટમાં વાસ કરીને રહે તે જ ઇચ્છા અથવા તે જ વાછના તે વાસના અને તે જ મનુષ્યના જન્મમૃત્યુમા હેતુભૂત બીજ. સ્પષ્ટ જ છે કે -

જેવો જેનો સ્નેહ, તેવુ તેનુ સ્વરૂપ.
*As* a man *liketh*, so he *is* – અર્થાત્
જેવી જેની પ્રીતિ, તેવો તે.

શ્રી કલાપીએ પોતાના સ્વાનુભવને જ ભરતના કાવ્યમાં ગાયો છે અને ચિત્તર્યો છે, અને તેથી જેમ તેઓ શ્રીની લગભગ બધી જ કવિતામા, તેમ આમા પણ સ્વાનુભવરસિકતાના વિલક્ષણ યોગે સમગ્ર ચિત્રાલેખનમા કલા, કલ્પના, અને ઇતિહાસ ઉપરાન્ત પ્રેમ અને યોગની બ્રાહ્મી ભાવનાઓની આકર્ષક રેખાઓ પ્રજ્વલન્ત જણાય છે.

---

## પકવતા

*Projects* –

"પકવતા સાથે કળા આવી, અને કળા આવી, તો તેના ભોક્તા પણ આવ્યા – નૈસર્ગિક."

[ પોતાની ડાયરીમાથી. ] શ્રી કલાપી.

---

૫૦ ઋણ

આ કવિતામાં પ્રથમની ચાર પંક્તિઓ શ્રી કલાપીની હસ્તલિખિત એક પ્રતમાં જોવાથી તે અહીં ઉમેરવામાં આવી છે.

આખું જ કાવ્ય સુન્દર છે, તત્ત્વબોધક છે, પ્રકાશથી ભરપૂર છે. સર્વને જાણીતી, છતાં વખતોવખત જ વિસરી જવાતી બહુ જ સાધારણ વાતનું સ્મરણ નીચેની પંક્તિઓ કરાવે છે :–

બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં; વગેરે.

ગોળા ફરે એક જ તત્ત્વના સૌ,
ખેંચાઈ એ એક જ તત્ત્વનાથી;

અર્પે ગ્રહે છે સહુ એ જ તત્ત્વ,
જે સર્વનું તે સહુને ગમે છે.

તો કાં ન અર્પું મુજ શીર્ષ તુંને ?
અર્પું કદી, તો, ઋણ થાય શાનું ?

૯૭ આગળ વધીને શ્રી સુરસિંહજીનું સુરહૃદય વીર ગર્જના કરીને પૂછે છે :–

માગે ન લોહી મુજ કાં મુખે તું ?
શાને ડરે છે કંઈ માગતાં તું ?
ત્હારું ગણે ના કયમ સર્વ મ્હારું ?
મ્હારું ગણે ના કયમ સર્વ ત્હારું ?
(૧)

યોગીશ્વર શ્રી ભર્તૃહરિના જ શબ્દોને જાણે શ્રી કલાપી મહારાજ પોતાના જ સ્વાનુભવની વાણી કરીને ઉચ્ચારે છે :–

अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥

છેલ્લા જમાનાના લોકપ્રિય કવીશ્વર સ્વ. દલપતરામે તેમની હમેશની સરલ, બોધક અને મનોરંજક શૈલીમાં શિખવ્યું છે કે :–

"એક કુટુમ્બી આપણે એક પિતા પરિવાર."

આ આખું બ્રહ્માંડ એક જ દયામય પરમાત્માથી ઓતપ્રોત વ્યાપ્ત છે અને પ્રત્યેક, વિશ્વવાસી દયાલુ પિતા પ્રભુનું બાલક છે

સૌ કોઈ તે પરમ પિતા દ્વારા બરાબર સમાન રીતે બંધુભાવની એકતાથી સંકલિત છે.

✓ શરીરો તો સર્વ જુદાં જ છે, પણ તે સર્વ જુદાં શરીરોમા રહેનાર અને તત્પત ચલનવલન કરનાર **પરમાત્મા** તો સૌ કોઈમા એક જ છે, જીવનરક્ત પણ સૌમા એક જ છે, અને, આ પ્રમાણે જ્યારે આન્તરમાં એકતા જ સર્વત્ર સિદ્ધ છે, ત્યારે ઉદાર **રાજવીર શ્રી કલાપી** પૂછે છે કે આવી રીતે અભેદ જ સત્ય છે તો પછી –

"ઋણ થાય શાનું ?"

જે હું મ્હારૂં છે, તે બધું ત્હારૂં જ છે, એમ કેમ ગણુતો નથી ? અને જે ત્હારૂં છે તે બધું મ્હારૂં જ છે એમ પણ કેમ ગણતો નથી ? જવાબ સ્પષ્ટ જ છે –

"આ વાત શાને જગમાં કરૂં છું ?
"સંસારમાં વૈર જ નીરખું છું."
"બ્રહ્માંડમાં આ એકજ ભ્રાતૃભાવ. વગેરે.

✓ આ ભેદ, આ ઋણ અને આ ઉપકારની ભાવનાઓ જન્મી ક્યાંથી ? એ બધા **બીજ વગરનાં** ઝાડ છે–વ્યર્થ વિચારણાઓના જ નિષ્ફળ પરિણામો છે અને તેથી કેવળ જ ત્યાજ્ય છે–અવિચારણીય છે. **સાચો તો સર્વત્ર અભેદ** જ સિદ્ધ છે.

આખું કાવ્ય, ભાષામા સરળ છતા, પ્રેમ અને પ્રકાશથી ઝળહળતું છે અને ગુજરાતી વાચનમાળાની છઠ્ઠી કે સાતમી ચોપડીમા દાખલ કરીને ગુજરાતની પ્રાથમિક નિશાળોમાં તે અવશ્ય શિખવવા યોગ્ય છે.

---

## ૩૦ હું બાવરો

*Projects :–*

આશકની નિગાહમા જે સૌંદર્ય છે, તે કયી માશૂકના ચ્હેરા પર હોય છે ? કેમકે, પોતાની ઉંચાસાં ઉંચી કલ્પનાની પૂતળીનો જીવ–એ નજર માશૂકમા દાખલ કરે છે. (પોતાની ડાયરીમાથી.)

श्री कलापी.

"તેની ગઝલોમા કલાનું પ્રાધાન્ય નથી; તે તો લાગણી-નાં શિરોમણિ આલેખક છે. લાગણી એ તેની ગઝલોમા

મુખ્ય તત્ત્વ છે અને ઇશ્કી આદમીની જિન્દગાનીનું પણ એ લક્ષણ ચોક્કસ કાલ સુધી હોય છે જ. કલાપીની ગઝલોમાં, ખરું જોતાં, 'કવિની કલા' નહિ; પણ, લાગણીને વશવર્ત્તિની તેના દર્દની પ્રબલ પ્રેમોર્મિઓ છે. પ્રેમયોગમાં લીન થવું અને લીનતા દ્વારા અન્તે એમાં જ લય પામવું, એ કલાપીની ગઝલનો સાર છે-ઇશ્કનો પણ એ જ સાર છે: પ્રેમ, પ્રેમયોગ; ભક્તિ; લીનતા અને લય; નવું જીવન–શાન્તિ–મુક્તિ–નિસ્ત્રૈગુણ્ય."

(ગુજરાતી ગઝલિસ્તાનનો ઉપોદ્‌ઘાત; પૃ. ૩૫.)

## પ્રેમીની પ્રતિમા

આ અને આવા પ્રકારની શ્રી કલાપીની કવિતા યથાર્થ રૂપમાં સમજવા માટે, અમેરિકાના સુપ્રસિદ્ધ વિચારક એમર્સનના પ્રેમના અને સુન્દરતાના નિબન્ધો (Emerson, On Love; On Beauty) નું ધ્યાનથી નિદિધ્યાસન કરવું જોઇએ; કેમકે, એમર્સનના ઘણા તાત્ત્વિક અને આધ્યાત્મિક વિચારોની શ્રી કલાપીની માનસિક ભૂમિકા ઉપર પ્રબલ અસર થયેલી સ્પષ્ટ દેખાય છે. એમર્સનનો નીચેનો ઉતારો પણ વસ્તુ-વેધકને દિશાસૂચક થશેઃ-

"This agrees well with that high Philosophy of Beauty which the ancient writers delighted in; for they said that *the soul of man, embodied here on earth,* went roaming up and down *in quest of that other world of its own,* out of which it came into this, but was soon *stupefied by the light of the Natural Sun,* and was unable to see any other objects than those of this world, which *are but shadows of real things.* Therefore the *Deity sends the glory of youth before the soul,* that it may avail itself beautiful bodies *as aids to its recollection of the Celestial Good and Fair;* and the *man beholding such a person in the female sex* runs to her and finds the highest joy in contemplations of the form, the movement, and intelligence of *this person*

*because it suggests to him the presence of that which indeed is within the Beauty, and the Cause of Beauty.* //

// " If, however, from too much conversing with the *material objects, the soul was gross,* and *misplaced its satisfaction in the body, it reaped nothing but sorrow, body being unable to fulfil the Promise which Beauty holds out,* but if accepting *the hint of these visions and suggestions which Beauty makes to his mind, the soul passes through the Body* * * * *
*the lover ascends to the highest Beauty, to the Love and Knowledge of the Divinity, by steps of this ladder of created souls.* //

' *Somewhat like this, have the truly wise told us of Love in all ages The Doctrine is not old nor is it new.* If, *Plato, Plutarch and Apuleus taught it, so have Plutarch, Angelo and Milton* "
( EMERSON, *On Love.* )

હદીસ શરીફ, જેમાં ઇસ્લામી પયગમ્બરોની અને ઓલિયાની–દર્વેશોની–મહાત્માઓની સવિસ્તર તવારીખ છે, તે ગ્રંથમાંનો ઉતારો પણ શ્રી કલાપીના આશકોને ઉપયોગી છે —

" અલ મિજાઝો કન્તર–તુલ હકીકતે,
" અલ ઈન્સાનો મીર અતુલ્ ઈન્સાન."

ભાવાર્થ કે —

" ઈશ્કમિજાઝી એટલે અપરા પ્રીતિ એ ઈશ્કહકીકીની એટલે પરાભક્તિની સીડી યાને નિસરણી છે,

" માણસ એ માણસને જોવાનો આયનો યાને દર્પણ છે. "

## ૫૩ પ્રેમીનું સ્મરણ

શ્રી કલાપીની એક હસ્તલિખિત પૉકેટ ડાયરીબુકમાં આ પંક્તિઓ જોવામાં આવેલી અને તેથી તેને અહીં ક્રમપૂર્વક સ્થાન આપવામાં આવ્યું છે.

---

## ૫૪ પ્રેમીની મૂર્તિપૂજા

કાવ્યમાધુર્યના વિદ્વાન્ સંગ્રહકાર રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ., એ. આ કાવ્ય ઉપર વિવેચન કરતાં, નીચે પ્રમાણે લખે છે :-

---

" આ ભાષાન્તર તો એટલું બધું રસમય અને ભાવોર્મિનું તદાકાર ચિત્ર ખડું કરનાર છે કે તેની નોંધ લીધા વગર ચાલે તેવું નથી.

" અંગ્રેજ મહાન્ નાટ્યકાર શેક્સ્પીઅરના *Winter's Tale*ના ચોથા અંકમાં, ત્રીજા પ્રવેશમાંની ફ્લોરિઝલની *"What You Do"* ઈત્યાદિ ઉક્તિનું ભાષાન્તર છે. રસ, ભાવ અને અર્થ સંપૂર્ણપણે જળવાયાં છે. ક્યાંઇક આ લેખકની કલ્પના સ્હેજસાજ ભળી છે ખરી, પણ તેથી મૂળ માધુર્ય વધે છે." ( " કાવ્યમાધુર્ય " પૃ. ૩૧૪ )

---

## ૫૫ મનુષ્ય અને કુદરત

જુઓ :- પાછળ કુદરત અને મનુષ્ય - એ કવિતા, તેમ જ આ કવિતા, પિંડગત તેમજ બ્રહ્માંડગત પ્રકૃતિ-*Micro-Cosm and Macro-Cosm*- બન્નેની સુન્દર ગહન એકવાક્યતા સ્પષ્ટ કરે છે આ બન્ને કાવ્યો સાથે વાંચતાં એવું અવશ્ય જ લાગે છે કે શ્રી કલાપી પિંડબ્રહ્માંડની એકતા શિખવનાર સમર્થ શિક્ષક ( *Mystical Saint* ) છે.

---

## ૫૬ સુખમય સ્વપ્ન

શ્રી કલાપી મહારાજના માનવન્ત બાલમિત્ર નામદાર હડાળા દરબાર સાહેબ શ્રી વાજસુરવાળાએ શ્રી કલાપીના પોતાના ઉપરના સર્વ પત્રો વગેરે તમામ સાહિત્ય ખાસ સંભાળથી સાચવી રાખ્યું છે અને આ ગ્રન્થને માટે તેઓશ્રીએ કૃપા કરીને આ લખનારને સ્નેહ-

પૂર્વક મોકલી આપેલા સાહિત્યમાથી આ કાવ્ય પ્રાપ્ત થયું છે અને તેને ક્રમશઃ સ્થાન આપ્યું છે.

આ કાવ્ય ઉમેરાવાથી, શ્રી કલાપીના અભ્યાસીને અલબત્ત, ઘણી જ કિંમતી મદદ થઈ છે.

---

## વૈરાગ્ય

" સુખમય સ્વપ્ન "નું કાવ્ય જાણે આ વૈરાગ્યના કાવ્યના આમુખ ( prelude ) જેવું છે.

પોતાનું સૂક્ષ્મમા સૂક્ષ્મ અન્તરવલોકન કરતાં કરતા, શ્રી કલાપીની જગત તરફ અત્યન્ત અનુકમ્પાવૃત્તિ જાગે છે, દુનિયા સત્યો જોઈ શકે, મહાદયાઘન પરમાત્માની અસીમ દયાથી જગતને ધરવામાં આવેલા અતિ ઉદાર આનન્દો, જગત યથાર્થ રીતે ભોગવી શકે એવું એ બહુ જ ઇચ્છે છે, પણ આ કાવ્યમા તે કહે છે તેમ :–

> નહિ, નહિ, પણ એની વિશ્વની આડી વૃત્તિ,
> ધડમથલ અહીં સૌ જીવનાર્થે મચેલી,
>
> * * *
>
> નિરખી નિરખી આનું વિશ્વ રોઇ રહી હું,
> નિરખી જગ કહી આ હાસ્યમા ડૂબતો હું વગેરે.

આ બન્ને કાવ્યો, શ્રી કલાપીના ચિત્તની નિર્વેદવૃત્તિના નમૂના છે.

---

## તારી બેહયાઈ

આ ગઝલમા ત્રીજી બેત શ્રી કલાપીની એક સ્વહસ્તલિખિત ડાયરીમાંની પ્રત ઉપરથી ઉમેરેલી છે

---

## એક ફેરફાર
## ફરિયાદ શાની છે ?
## વિદાય

સરખાવો –

> " આશક આશૂકમા, રે ! રૂપ ગુણ ગા દેખે !
> " જેવુ ભાસે છે તેહને, રે ! અવર તેવુ નવ પેખે ! "

અને :–

" તમારા તો હરિ સઘળે રે અમારા તો એક સ્થળે !
" તમો રીઝો ચાંદરણે , રે ! અમો રીઝું ચન્દ્ર મળ્યે !
( પ્રેમપરીક્ષા ; દયારામભાઈ . )

*Compare* :–

" Oh ! that the desert were my dwelling place ,
" With *one fair spirit* for my minister ,
" That I might *all forget the human race* ,
" *And , hating no one , love but only her* . "
*Lord Byron* .

" Love is Heaven and Heaven is Love . "
*Sir Walter Scott* .

---

## ૫૮ એક ચંડોલને

ચંડોલને એટલે સામાન્ય ચંડોલ પંખીને નહિં, પણ, પોતાની કલ્પનામૂર્તિને ચંડોલ પંખીનું રૂપક આપીને લખેલી અન્યોક્તિ.

| શ્રી કલાપીના આન્તરને–તેના મર્મભાગને સમજીને ઉકેલવા માટે. આ કવિતા બહુ ઉપયોગી છે. |

એમાં નીચેના શબ્દો તેના ખાસ પારિભાષિક અર્થમાં સમજાવવાની જરૂર છે :–

રસ, જખમ અને દર્દ

આ કાવ્યની પૂર્વનાં કાવ્યોમાં, તેમ જ તેની પછીની કવિતામાં જ્યાં જ્યાં આ શબ્દો આવે છે, ત્યાં ત્યાં તેને ઊંડા વિચારપૂર્વક યથાર્થ અર્થમાં સ્પષ્ટ સમજવાની જરૂર છે. જેમકે :–

રસ = सत् = બ્રહ્મ – આત્મા – ઇશ્ક – જ્ઞાન – પૂર્ણતા – *Peace – Wisdom.*

જખમ = चित् = વિરહ – લીનતા – યોગ – ઇશ્ક – મસ્તી – *Love – Concentration.*

દર્દ = आनंद = ભક્તિ – પ્રેમ – ઇશ્ક – લગની – જીવાત્માનો તરફડાટ – *Passion - Desire.*

વગેરે – વગેરે.

આ વિચારપરંપરા ( Hypothesis ) વડે આવા ખાસ પારિભાષિક શબ્દો સમજાશે, તો આ મહાપુરુષની વાણી તેના ખરા સ્વરૂપમાં સ્પષ્ટ થશે. આટલુ મૂલભૂત – *Fundamental* – સૂચન મુમુક્ષ અભ્યાસીને બસ છે.

---

## ઙ વીણાનો મૃગ

ભરતના કાવ્યમાના સ્નેહની સમરૂપતા જ આ કાવ્ય પ્રત્યક્ષ કરે છે, પરન્તુ અત્રે સ્નેહનું પરિણામ ભરત રાજાની કથાથી ભિન્ન છે.

કન્યાને મૃગની લગની લાગી છે અને મૃગને પણ કન્યાના વીણાસ્વરોનો નાદ લાગ્યો છે. લીનતાના આવા મધુરા સમયમા, કન્યાના બાપને જ હાથે મૃગ હણાય છે આ સ્નેહકથાનુ આ ટૂંકુ પણ અતિશય કરુણ વસ્તુ છે.

સંગીત પ્રાણીમાત્રના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવે છે કન્યા "સ્વરોની દેવી" છે મૃગ રસનું અધિકારી છે. સ્નેહની સ્થિતિ અહી એવી સૂચવાય છે કે —

દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા.

અને —

લગની કેર લગાડે છે ઉરોની રસએકતા ;
પશુ આ, માનવી આ એ કાંઇ ભેદ ન પ્રેમને.

બે હૃદયનુ રસૈકય એ સાચા સ્નેહનુ સ્વરૂપ, આ સૂત્ર આ કાવ્યમાં બહુ જ આકર્ષક રીતે શ્રી કલાપીએ સમજાવ્યુ છે. મૃગકન્યાના હૃદયનું સમજનાર–તેના તાનનુ–તેના નાદનુ સ્નેહી છે અને તેના મરણથી કન્યાને જે દુઃખ થાય છે તેનુ વર્ણન ખરેખર દ્રાવક છે. મરતાં મરતાં પણ મૃગની પાસે જે વચનો શ્રી કલાપીએ કહેવરાવ્યાં છે, તે તો આબેહૂબ જ સ્નેહી હૃદયોનો આન્તર સ્નેહ મૂર્તિમન્ત ખડો કરી બતાવે છે –

"કરી લે શીર્ષનુ ચુમ્બું, નેત્રની નખલી કરી,
"બજાવી લે બજાવી લે ત્હારૂં બીન હજી હજી !"

પણ, જગતમા બનાવો એવા તો દુર્ગમ્ય બને છે કે શ્રી કલાપી કહે છે તેમ —

" વ્હાલાં હાય, અરે અરે ! જગતમાં વ્હાલાં ક્હેરે ચીરતાં ! "

અને, તેના કારણમાં પણ આપણે તુરત બીજી પંક્તિમાં ઠીક જ સમાધાન જોઇએ છીએ કે :—

" ભૂલોની જ પરંપરા જગત આ, એવું દિસે છે, પિતા ! "

આખું જગત આ કન્યાને મન હવે શૂન્ય છે—શૂન્યવાદ એ જ તેને મન પરમ સત્ છે; અને અતિ દુઃખમય ચિત્તવૃત્તિમાંથી તે બિચારી શૂન્યવાદીની ભાષામાં પોતાનો નિર્વેદ જ પુકારી ઉઠે છે.—

" ક્યાં શ્રદ્ધા ? અહ પ્રેમ ક્યાં ? જગત આ આખું અકસ્માતનું ! "

આ આખું જગત અકસ્માતનું બનેલું છે, એમ કહેવું એ, અલબત્ત, પ્રજ્ઞાનીની દૃષ્ટિએ સર્વોપરિ સત્ય નથી; તથાપિ, કન્યાની અત્યારની સ્થિતિને અનુરૂપ અનુભવ તો નિર્વેદવાદનો જ છે અથવા બીજી રીતે કહીએ તો બૌદ્ધદર્શનના શુન્યવાદનો જ છે. તેની અને પૂર્ણતાની વચ્ચે એક આખી મંજિલનો—એક મહત્ત્વના મુકામનો અન્તર છે.

---

## ૫૪ મતભેદ

'*Unity in diversity and Diversity in Unity*' અર્થાત ભેદમાં અભેદ અને અભેદમાં ભેદ, એ જ આ બ્રહ્મ-લીલાનો અટપટો કોયડો (*Mystery*) છે. જગતનાં બધાં જ શાસ્ત્રો અને શાસ્ત્રકારો તેમ જ જગતના બધા જ ધર્મો અને બધા જ ધર્મસંસ્થાપકો આ અટપટા કોયડાને જ જુદી જુદી રીતે ઉકેલી ગયા છે; પરન્તુ, એ સર્વનો સાર જોતાં એક સત્ય એવું પણ પ્રતીત થાય છે કે જાણે સ્થિત્યન્તર એ કુદરતના ક્રમનું સ્વાભાવિક જ લક્ષણ છે—*Change is the Law of Nature.* શ્રી કલાપી આ કવિતામાં આ સત્યને બહુ સરલ અને સુન્દર ભાષામાં પ્રદર્શિત કરે છે:—

જગત પર આ જન્મ્યાં પ્રાણી સહુ મતભેદથી,
ફરજ સહુને શીર્ષે આંહીં જુદી જ જુદી પડી !
મુજ જિગર આ ત્હારા જેવું બરાબર હોય જો,
મુજ જિગરની આ સંસારે જરૂર કશી ન તો.

* * *

અને, એથી હજુ આગળ –

> તુજ મન તણા ઊંડા પાયા ન માનીશ તું કદી,
> **મૂલરહિત છે આ તો ભોળું નકી તરુ માનવી ;**
> **કુદરત મહીં તંબુ તાણી, સહુ વસતાં દિસે,**
> **કુદરત કદી કોઈને એ ગૃહો ચણવા ન દે.**

---

## ૫૮ અહોભો રસ

**આ** કાવ્યની **શ્રી કલાપી**એ પોતે લખેલી ત્રણ ચાર જુદી જુદી પ્રતો જોવામા આવી છે તેમાની એક પ્રતમા **આ** કાવ્યને

**કુદરતનુ ઔદાર્ય**

**એવુ મથાળુ** આપવામા આવ્યુ છે. **આખું** કાવ્ય **કુદરતના ઔદાર્ય**નું જ નિરૂપણ કરે છે. ખરેખર, આપણે સર્વ જો **દયાઘન કુદરતની** વચ્ચે જ નિરન્તર રહીએ છીએ તો **શ્રી કલાપી** સૂચવે છે તે કેવળ જ **યથાર્થ** છે કે ;–

> અરે શાને રોવું ? **રસમય** છતાં, **કેમ** ડરવું ?
> શરાબોનું **પીવું** ચુપ રહી ન **પ્યાલું** કયમ ભલા !

અને **પોતે** પોતાને સ્વાનુભવપ્રબોધનું રસપાન કરાવતા બહુ યોગ્ય જ કહે છે કે –

> **ન કાં શ્રદ્ધા રાખું કુદરત તણા એ રસ પરે ?**
> **વહન્તી વેળામાં સુખમય બની ના કયમ કુણું ?**

અને ,

> **મળે છે ઔદાર્યે, પછી કયમ બનું કંજુસ, ભલા ?**
> **અરે ! શાને જૂઠી ફિકર કરવી કાલની ભલા ?**

પ્રત્યેક સુજ્ઞ વાચક પોતે પોતાને **આ પ્રબોધામૃતનુ રસપાન** બેલાશક કરાવી શકે. **અસ્તુ.**

---

## ૫૯ આશા

**આ** ગઝલ ખુદ **શ્રી કલાપી**ની સ્વહસ્તલિખિત ડાયરીમાથી પ્રાપ્ત થતા અહી ક્રમશ પ્રસિધ્ધ કરી છે.

---

## ૫૭ પ્રિયા કવિતાને છેલ્લું આલિંગન

" આંખ ભર્યે શું થાય ? હઠીલી ! આંખ ભર્યે શું થાય ?"

**સ્વ. પ્રો.** મણિલાલની એ સુન્દર કવિતાનું આ **રસમય** અનુકરણ છે.

---

## ૫૮ જન્મદિવસ

જન્મદિવસ–૧૮૭૪, ફેબ્રુઆરી, ૨૬ મી.

**શ્રી કલાપી**નું આન્તરહૃદય સમજાવનારી આ બહુ જ ઉપયોગી અને પ્રેરિત કવિતા છે. પોતે આ જાણે ભવિષ્યવાણી જ કહી છે કે :–

" બે ચાર જન્મદિવસો વહી કાલ જાશે,
" ને, મૃત્યુની જલદ પાંખ સમીપ થાશે."

અને પોતાને પોતાના સ્વરૂપનું ખરેખરૂં પિછાન છે, એમ પણ **નીચેની પંક્તિઓ** સ્પષ્ટ જણાવે છે :–

" કે હું અનન્ત યુગનો તરનાર યોગી
જાનાર જે હજુ અનન્ત યુગો તરીને ?"

કિં બહુના ?

---

## ૫૯ નૂતન સખા પ્રતિ

કાન્ત

નૂતન સખા એટલે સ્વ. कान्त = મર્હૂમ સાક્ષર **શ્રી.** મણિશંકર રત્નજી ભટ્ટ, બી. એ.

(**શ્રી કલાપી**ની ડાયરી ઉપરથી જણાય છે કે **શ્રી કલાપી** અને **શ્રી કાન્ત**ની પ્રથમ મુલાકાત તા. ૧૪ – ૧ – ૯૭ને દિવસે થયેલી.) આ કવિતા તે પછી લગભગ એક માસે લખાયલી છે. સ્વ. કાન્તે આ કવિતાનો ઉત્તર લખેલો અને જેમ આ કવિતા તેમ તે ઉત્તર પણ, બન્ને કવિતા, ઈ. સ. ૧૮૯૭ ના વર્ષના " સુદર્શન " ના અંકોમાં પ્રસિદ્ધ થઈ હતી. મર્હુમ મણિશંકરનો ઉત્તર અભ્યાસી વાચકને જાણવા સાટે આ નીચે ઉતાર્યો છે :–

---

## ૬૦ અજ્ઞાન સખા પ્રતિ

" નહિ નહિ, સખે ! ત્હારે શબ્દે જરા લઘુતા ઘટે ;
" નહિ કયમ હજી માયાની એ ત્હને જડતા મટે ?

"હૃદય પણ શું બૂમે, આસ્થા ડગે, નહિ સાંભરે –
"પ્રણયરસની આહો'વસ્થા ? સખે ! ન ઘટે ! ખરે !

* * *

"નહિ રસ, સખે ! આત્માનો એ કદાપિ કમી થતો,
"રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો;
"સ્મરણ કરજે માટે વ્હાલા ! સ્વરૂપ તણું, અને –
"સકલમયતા – સ્થાને આવી સમે મળજે મ્હને."

कान्त.

શ્રી કલાપીની કવિતા બહુ જ આર્દ્ર (*Pathetic*) છે – શ્રી. कान्तની કવિતા બોધક (*Didactic*) છે.

## ૭૦ ભવિષ્યના કવિને

આ કવિતા શ્રી કલાપીની સ્વહસ્તલિખિત ડાયરીમાથી પ્રાપ્ત થતાં, તેને અહીં ક્રમશ પ્રસિદ્ધ કરી છે.

*Projects* :–

"સ્વર્ગનો જૂનો ઘુમ્મટ તોડ. દરેક વસ્તુ પોતાના કવિ માટે રાહ જોયા કરે છે. થોડા જ પદાર્થો તૃપ્ત થયા છે. કમલનાં ગીત બહુ ગવાઇ ગયાં મધુરતા ત્હારામાં ન હોય તો, સખ્ત પણ, નવું ગા. માધુર્ય પાછળથી સેંકડો વર્ષો સુધી બીજાઓ ઉમેરશે."

(શ્રી કલાપીની ડાયરીમાંથી.)

## ૭૧ ઇશ્કનો બન્દો

શ્રી કલાપી મહારાજની "ફકીરી હાલ" ની તથા "હમારા રાહ"ની ગઝલો જેટલી અને જેવી ઉપયોગી છે, તેટલી અને તેવી જ આ ગઝલ તેઓશ્રીના આન્તરને સમજવાને ઉપયોગી છે.

ઇશ્કનો બન્દો = ઇશ્ક = પ્રેમ = ભક્તિ = *Love* = પ્રેમસ્વરૂપ પરમાત્માનો સેવક–પ્રેમનો ભક્ત=*In Services of Lord Love*.

આ ગઝલ માટે, આ ગ્રન્થના આમુખમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે :–

"ઇશ્કનો બન્દો" તથા "હમારી પિછાન" આ ગ્રન્થનો

कीलक છેઃ અને रसो वैं सः । એ આ ગ્રન્થનો સ્વાનુભવસાક્ષાત્કાર અથવા फलप्राप्ति છે.

"ભાવાર્થ કે, પોતાના 'હું'નો પરમાત્મારૂપી વિરાટ હુંમાં પૂર્ણ વિલય કરવાનો પ્રેમધર્મનો રસપ્રપૂર્ણ માર્ગ તીવ્ર અને આર્દ્ર મુમુક્ષુને આ ગ્રન્થમાંથી અવશ્ય જ જડે છે; કેમકે, यादर्शी भावना यस्य लिद्धिर्भवति तादृशी ॥" (આમુખ).

(પરમાત્માને પ્રાપ્ત કરવાના – પરમાત્માની સાથે એકતા અનુભવવાના, યદ્યપિ, લક્ષાવધિ માર્ગો જગતમાં આજ સુધી ભિન્ન ભિન્ન દૃષ્ટિઓએ અનેક દાર્શનિકોએ દર્શાવ્યા છે અને પોતપોતાના માર્ગની સુગમતા તથા શ્રેષ્ઠતા પ્રત્યેક દાર્શનિક વા દ્રષ્ટાએ બનતા તમામ પ્રયત્ને સિદ્ધ કરી બતાવી છે; છતાં, એ સર્વનો **સ્નેહથી સમન્વય** કરતાં તત્ત્વભૂત સાર એ નિકળે છે કે:– પ્રેમધર્મનું શાસન જ માનવજાતિના જીવનનું – માનવજાતિના ધર્મનું મૂલતત્ત્વ – *The fundamental Element of Human Life and Human Religion* છે, એ નિર્વિવાદ છે અને જ્ઞાન, મુક્તિ, નિસ્ત્રૈગુણ્ય – પરમાત્મસાક્ષાત્કાર એ સર્વનો જનક એક પ્રેમ જ છે.)

જગતના તમામ પ્રેરિત પુરુષોએ યુગેયુગે આ જ મુદ્દાની વાત ફરી ફરીને અનેક રૂપે તાજી કરાવી છે અને કરાવે છે કે પ્રેમધર્મ એ જ પરમાત્માનો ખરો ધર્મ છે.

શ્રી સીતારામ અને શ્રી રાધાકૃષ્ણનાં મહાભવ્ય મન્દિરો બનાવીને પ્રેમથી તેમને પૂજનાર હિન્દુ, કુમારી મેરીને માતાજી અને હઝરત ઇસાને "દેવનો દીકરો" વિશ્વાસથી માનનાર ખ્રિસ્તી પ્રેમને જ માને છે અને પ્રેમને જ પૂજે છે.

અગ્નિને અને સૂર્યને માનનાર પારસી પ્રેમના જ પ્રતીકને પૂજે છે અને સવિતાને તેમ જ યજ્ઞહોમાદિને માનનાર વૈદિક બ્રાહ્મણ પણ પ્રેમની ઉષ્માને અને જ્ઞાનના ભર્ગને જ પૂજે છે.

હઝરત મુસા (*St. Moses*), હઝરત દાવુદ (*St. David*), હઝરત અલી સાહેબ અને હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી સાહેબ જેવા સદીઓ પહેલાં થયેલા હકપરસ્ત ઓલિયાના આશકોને તો ચોકક્સ જ ખબર છે કે યહુદી તેમ જ ઇસ્લામી પણ પરમાત્માને પ્રાપ્ત કરવામાં પ્રેમને જ મહત્ત્વ આપે છે.

✓ 'અહિંસા' અને 'દયા' માનનાર **જૈન** અને **બૌદ્ધ પ્રેમને જ પરમતત્ત્વ** માને છે એ તો સહજ જ સમજાય એવુ છે.

✓ યુનાની (*Greek*) તત્ત્વજ્ઞો પ્લેટો, એરિસ્ટોટલ અને બીજા, 'નિયો – પ્લેટોનિસ્ટ' ચિન્તકો પણ પ્રેમને જ *Platonic Love – Concentrated Love* ને ધર્મતત્ત્વમા અગ્રપદ આપે છે.

✓ પરમ પ્રેમરૂપત્વાત્ એવુ ભક્તિસૂત્રમા પ્રેમસૂત્ર પ્રબોધીને **પ્રેમને જ પ્રભુ** માનતા **શ્રી નારદજી** પ્રત્યક્ષ થાય છે

✓ ઈરાનનો હાફિઝ, તાતારનો **ઓમર ખય્યામ**, ઈંગ્લેન્ડનો **મિલ્ટન – શેલી – બાયરન**. અમેરિકાનો **એમર્સન**, રશિયાનો **ટોલ્સ્ટોય**, ઇટૅલિનો ડેન્ટી, જર્મનીનો **ગેટી** અને એવા સર્વ મહાત્માઓ **પ્રેમને જ પરમતત્ત્વના આદર્શ** તરીકે પોકારી ગયા છે.

✓ **મહાત્મા કબીર, મીરાંબાઇ, નરસિંહ મહેતા, દયારામ, નર્મદ, મણિલાલ, બાલાશંકર** અને તાજેતરમા **કાઝી અનવર** દ્વારા **ગુજરાત** તો **પ્રેમના ભજનને** અને **પ્રેમના કીર્તનને** સારી પેઠે જાણે છે.

**શ્રી કલાપી** મહારાજ **પ્રેમનુ આ** પુરાણુ ગાણુ પોતાના **ધર્મગીત** તરીકે **પોતાની** જ હમેશની **મસ્ત** ભાષામા આ પ્રમાણે ગાય છે અને જે **તીવ્ર મુમુક્ષુને પરમાત્માની** અથવા **પ્રેમની** [ કેમકે, **બન્ને એક** જ છે – ] **ખરેખરી ગરજ** છે, તેને **માટે સરલમાં સરલ** તેમ જ **વિકટમાં વિકટ મહાવીરતાનો પ્રેમનો માર્ગ** આ પ્રમાણે **રોશન** કરે છે. આ આખી ગઝલમા દરેક લીટીએ **શ્રી કલાપીનુ સ્વતન્ત્ર વ્યક્તિત્વ** ખુલ્લુ દેખાય છે અને તે ખાસ કરીને **અભ્યાસી** હૃદયને અસર કરે છે

> જો ઇશ્ક ના તો શુ ખુદા? આલમ કરી તો યે ભલે'
> જો ઇશ્ક ના તો શું જુદા? એને ખુદા યે શુ કરે?

(પરમાત્મા નિરંજન નિરાકાર છે, અને આત્માને તો નથી કોઇ ઘાટ કે નથી કોઇ ગુણ કે નથી કોઇ નામ, સર્વોપરિ પ્રેમતત્ત્વનું **આ જ** પૂર્ણ સ્વરૂપ છે – આત્માનુ પ્રકટીકરણ પામેલુ આ જ **બ્રહ્મદર્શન** છે – પૂર્ણતાનુ બ્રાહ્મી સત્વ છે) પરન્તુ, જગત "છે" એવુ જો સ્વાનુભવમા છે, તો ઇશ્વર "છે" એવુ પણ સ્વાનુભવમા હોવું જ જોઇએ **રામ**, કૃષ્ણ, બુદ્ધ, ઈસુ અને એવી એવી મહાન દૈવી વિભૂતિઓને જગતે આજ સુધી **ઇશ્વરના જ અવતારો** અથવા **પ્રેરિતો**

માન્યા છે અને માને છે. એ બધા પ્રેમના જ અવતારો – પ્રેમના જ પેગમ્બરો છે. આટલા માટે જ પ્રેમસ્વરૂપ શ્રી કલાપી પૂછે છે કે :—

જો પ્રેમ ન હોય, તો ઇશ્વર શું છે ? જો પ્રેમ ન હોય, તો જગત્ પણ શું છે ? વિશ્વમાંથી પ્રેમનો અભાવ જો કલ્પી શકીએ, તો જરૂર જ વિચારી શકીએ કે :—

જો પ્રેમ જ ન હોય, તો વિશ્વનું તેમ જ ઈશ્વરનું સુદ્ધાં અસ્તિત્વ હોવું સંભવિત નથી. આટલા માટે જ ઇશ્વરના તમામ અવતારો વા પ્રેરિતો પ્રેમના જ અવતારો – પ્રેમના જ પ્રેરિતો થયા છે. એ સર્વ પ્રેમસ્વરૂપોએ પ્રેમ દ્વારા જ પ્રેમની ભક્તિ, પ્રેમનું જ્ઞાન અને પ્રેમ દ્વારા જ સચ્ચિદાનંદનો બ્રહ્મયોગ અને તેની સ્વરૂપાનુભવપ્રાપ્તિ શિખવ્યાં છે. સર્વનું મૂલભૂત તત્ત્વ પ્રેમ જ છે.

આ કારખાનું ઈશ્કનું, જો જો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલ ને આ ખેલનારો એક નૂરે ઈશ્ક છે !

(વારંવાર ચિન્તન, મનન કરીને ખૂબ ધ્યાનથી જો પ્રજ્ઞાનચક્ષુ વડે આ વિશ્વયંત્રને જોવાય, તો અવશ્ય જ દેખાય, કે આ બધો ફેલાવો પ્રેમના જ જ્યોતિસ્વરૂપનો – નૂરે ઈશ્કનો – વેદોના દિવ્ય સવિતાની ઉષ્માનો અને તેના ભર્ગનો જ છે. વિશ્વ અને વિશ્વનિયન્તા બે નથી, પણ એક જ છે.)

✓ न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ॥
(१ – १५. अवधूतगीता.)

✓ આ તો બધો એક જ આત્માનો પ્રસ્તાર છે; નથી તું, નથી હું, કે નથી આ બધું જગત્.

વસ્તુતાએ તો, આ ત્રિકાલાબાધિત સત્યનો અખંડિત સાક્ષાત્કાર જ પ્રેમનો પૂર્ણાનુભવ છે. નિર્ગુણ બ્રહ્મ જ સ્વભાવાનુસાર સગુણરૂપે દૃશ્ય અને પ્રતીત થાય છે અને તેથી જ પદાર્થ અને તેના ઘાટ, ગુણ પરત્વે જુદું જુદું નામ ધારણ કરાવીને, આ અખિલ સમૂહતંત્રને આપણે "વિશ્વ" એવું નામ આપીને વ્યવહાર કરીએ છીએ; પરંતુ અનલહકનો ઈશ્ક પુકારનાર, પચાવનાર અને ફેલાવનાર અવધૂતરાજ ગુરુદત્તાત્રેય ભગવાન્ તો પ્રેમની નિર્ગુણી દૃષ્ટિએ જ જુએ છે કે :—

✓ पञ्चभूतात्मकं विश्वं मरीचिजलसन्निभम् ॥
(१ – ३. अवधूतगीता.)

૮ અર્થાત્ :– આ પંચભૂતાત્મક વિશ્વ મૃગજળ સમાન છે એટલે વસ્તુતાએ છે જ નહિ, પણ માત્ર દેખાવા પૂરતું જ છે

પૂર્ણતાની આવી અવધૂતી – સંપૂર્ણ બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થવા માટે પ્રેમ એ એકજ આખાદ ઉપાય છે.

એથી કરું તો કયા કરું ? કોને જુદા મ્હારો કરૂં ?
જ્યાં લાઈલાઝી સર્વની, ત્યાં કોણ કોને હાથ દે ?

( હકીકત એ છે કે – પ્રેમ જ વિશ્વના સર્વ ધર્મોનો સમન્વય કરીને સત્યનુ અભેદી દર્શન કરાવે છે. જો ધર્મમાત્રમાંથી પ્રેમને ઉંચકી લેવામાં આવે, તો ખુદ ધર્મનું જ અસ્તિત્વ સંભવિત નથી.) શ્રી કલાપી યથાર્થ જ કહે છે કે –

કયા યે હશે જો કો ખુદા, તો ઈશ્કનો બન્દો હશે'
જો ઈશ્કથી જુદો થશે, તો ઈશ્કથી હારી જશે.

મીરાં, નરસિંહ, તુકારામ, નામદેવ, સેના નાઈ અને એવા ઘણા ઘણા પરમ ભક્તોના પોતા પ્રતિના અસીમ અને અસ્ખલિત પ્રેમના પ્રવાહને વશ થઇને પરમાત્માએ તેમના સેવક થઇને તેમની અનેક રીતે સેવા કર્યાનાં દૃષ્ટાન્તો સર્વત્ર સુવિદિત છે. [પરમાત્મા પોતે પ્રેમના જ સર્વોપરિ સેવક છે – પોતાના ભક્તોને માટે – આશકોને માટે પોતાની તમામ મ્હોટાઇ – પોતાનુ ઐશ્વર્ય માત્ર છોડી દઇને સામાન્ય મનુષ્યનું સામાન્યપણું ઇશ્વરે યુગે યુગે પ્રેમથી સ્વીકાર્યું છે. પ્રેમના સ્વભાવે કરીને જ એ બન્યું છે; કેમકે, પરમાત્માને પ્રેમ સિવાય બીજો કોઈ સ્વભાવ જ નથી. પરમાત્માથી બધુ જ બની શકે, પણ તેના સાચા આશકની ભકિત પામે છુપા રહેવાનુ તો ખુદ પરમાત્માથી પણ કદાપિ યે બની શકતુ નથી. નરસિંહ મહેતાના આ વચનોને તો સૌ કોઈ જાણે છે કે –

" વ્હાલો પ્રેમને વશ થયા રાજ રે –
" એમાં શું કરે પંડિત અને કાજી ?'
" વ્હાલો પ્રેમને વશ ૦"

ઈશ્કનુ યા પ્રેમનું પ્રાબલ્ય એટલુ બધુ અનિવાર્ય છે કે તે ખુદ પરમાત્મા ઉપર પણ વિજય મેળવે છે, કેમકે ખુદ પરમાત્મા પણ

**તેને અધીન** થાય છે. **શ્રી કલાપી** આનું પણ સ્પષ્ટીકરણ કરે છે. તેઓ શ્રી કહે છે કે :–

હા ! લાખરંગી ઈશ્કનું કે એકરંગી જામ છે !
મસ્તાનના **મસ્તાન** એવું જામ પીનારા અમે !

દુનિયાના સામાન્ય મનુષ્યોની પેઠે અમારું ચિત્ત લાખો બાબતોમાં ભટકતું નથી ; પણ પાતંજલ યોગશાસ્ત્રમાં નિરૂપેલો **યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ એ નિરોધ**, **પ્રેમયોગ** – **અનન્ય ચિન્તન** – એટલે **સ્વાભાવિક** ઉપરામવૃત્તિને લીધે, અમારું લક્ષણ જ થયું છે. **એક** જ પ્રેમના પ્યાલામાં વિશ્વના લક્ષાવધિ સ્નેહોને ઘોળીને પી ગયેલા **અમે** બ્રહ્મમસ્ત પુરુષ છીએ.

(ખરે, પ્રેમ એ એવી જ અદ્ભુત વસ્તુ છે કે જેના કરતાં ખુદ પરમાત્મા પણ પોતાને અધિકતર માનતા નથી ;) કેમકે, **પરમાત્માને પોતાને** પણ વારંવાર **પ્રેમ** જ બનવું પડ્યું છે અને બનવું પડે છે. **શ્રી કલાપી** છેલ્લી બેતમાં સ્પષ્ટ કહે છે કે :–

એ ઈશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા !
એ લાખમાંના એક પણ જુદા જ કૈં ઘેલા અમે !

**સરખાવો** :–

"મૈં ખુદ હું ખુદા ! ઈશ્કકે **મયખાનેમેં** દેખા !
"ન જંગલમેં ન કાબેમેં – બુતખાને મેં દેખા ! (ગઝલે **અમીર**.)

(પ્રેમના **નિર્ગુણ** બ્રહ્મનું અગ્નમય પ્યાલું – શરાબના એટલે મદ્યના પ્યાલા સાથે, ઈરાની તત્ત્વજ્ઞાનની પરિભાષામાં સરખાવ્યું છે. **આર્ય ઋષિઓ** એને **સોમરસ**ના ઉન્માદક પણ **દિવ્ય રસના પાત્ર** સાથે સરખાવતા. આ સર્વ, દ્રષ્ટાઓની, ઉપમાલંકારની રચના છે. જેમકે :– **બાલ અરુણ**ના ઉદયકાલને જોઈને કોઈ કહે કે તેણે "**અદ્ભુત સુન્દરી**નાં ગુલાબી ગાલનું દર્શન કર્યું અને તે **અદ્ભુત બાલા**નું નામ **ઉષાકુમારી** હતું," તો કલા અને તત્ત્વના એ અભેદ-દર્શનને આપણે અવશ્ય સ્વીકારીશું અને સત્કારીશું. [પરમાત્માના દ્રષ્ટાઓની ભાષા પણ આવી જ ગૂઢ (*Mystical*) હોય છે. **આર્યોના વેદો**માં સુદ્ધાં આવી જ અને આથી પણ ગહન *Mystical Technology* (ગુહ્ય પરિભાષા)નો ઉપયોગ થયો છે એ **નિરુક્ત**ના **અભ્યાસીઓ**ને સુવિદિત છે.] **શ્રી કલાપી** કહે છે :–

પ્રેમના એ ગુલાબી સૌન્દર્યને જોતા જ , લાખો દેવોએ પોતાનું પૂરે-પૂરું ભાન ખોયુ છે – એ લક્ષાવધિ દેવોમાના અમે પણ એક દેવ છીએ . "સમસે ન્યારા " એવા કોઈ પ્રેમના અજબ અવધૂત છીએ .

પ્રેમના ખરા અને પૂરા ઉપાસકને -- ઇશ્કના યાને હકના આશકને બરાબર ખબર છે કે --

✓ **નિર્ગુણ બ્રહ્મ** – *God is All Love* – **પૂર્ણ પ્રેમરૂપ** છે ; પરન્તુ , **માયા માત્ર** – *All love is not God* – **નિર્ગુણ બ્રહ્મ નથી .**

પ્રેમ એ ઘાટ કે ગુણ નથી , પણ તત્ત્વ છે , એ હવે આટલા વિવેચન પછી નવુ નથી . ઇષ્ટ પ્રભુ જડ મૂર્ત્તિના હો , કે ચેતનમૂર્ત્તિના હો , કે પ્રતીક મૂર્ત્તિના હો , કે તે કેવળ કાલ્પનિક ધ્યેયમૂર્તિ – *(Beau Ideal)*ના હો , તેને નહી , પણ , આશકના ચિત્તના વિશુદ્ધ **પ્રેમપ્રવાહને – તેની વિશુદ્ધ સતતતાને જ પરમાત્મા પિછાને છે અને તેને જ અધીન થાય , કમકે , એ પ્રવાહ પોતે પ્રભુ છે . ॥ ૐ ॥**

પૃ ૬૮૬મે છેલ્લા પેરેગ્રાફની ત્રીજી પંક્તિમા " દૃષ્ટીઓએ " છપાયુ છે તેને બદલે " દૃષ્ટીઓએ " એમ વાચવાનુ છે.

---

## ૭ ભવિષ્મ અને શ્રદ્ધા

આ સુન્દર કવિતા પ્રથમ જ પ્રસિદ્ધ થાય છે . **શ્રી કલાપી** મહારાજની હસ્તલિખિત ડાયરી બુકમાંથી તે પ્રાપ્ત થઈ છે.

શ્રી કલાપીના જીવનસિદ્ધાન્તની **વિચારપ્રણાલિકા** સમજવાને આ કવિતા ઘણી જ ઉપયોગી છે .

પચાસ પંક્તિની આ કવિતામા , બાર ભથી ત્રીસ પંક્તિઓ પછી , ચિત્તનુ ક્ષણિક *Pessimism* – **નૈરાશ્યદર્શન – નિરાશાવાદ** એકદમ જ ઉડી જાય છે અને વ્યામોહને સ્થાને *Optimism* – **શ્રદ્ધાદર્શન – આશાવાદ** પરમ રમણીયતાથી સ્થપાય છે .

✓ **શ્રી કલાપીની વાણીમા** આ **ખાસ લક્ષણ** ઘણે પ્રસંગે જોવાય છે આન્તરના **તુમુલ સુરાસુરસંગ્રામ પછી** , છેવટે તે **શુભદર્શનમાં – તત્ત્વદર્શનમા જ** પ્રેરાય છે .

---

## ૧૩ હમીરજી ગોહેલ

આ રસપૂર્ણ ખંડકાવ્ય કેટલાક સર્ગોમાં લખવાનું હતું, પરન્તુ એના ચાર જ સર્ગ લખાયા છે.

આજ પર્યન્ત આ કાવ્યના ત્રણ જ સર્ગો જાણીતા હતા; પરન્તુ, **શ્રી કલાપી મહારાજના** માનવન્ત પૌત્ર નામદાર લાઠી ઠાકોર સાહેબ **શ્રી પ્રહ્લાદસિંહજીએ** જે હસ્તલિખિત દફતરો સંશોધનાર્થે આપવાને સ્નેહપૂર્વક કૃપા કરેલી, તેમાંથી ચોથો સર્ગ પણ પ્રાપ્ત થયો છે અને તેથી નવીન રૂપમાં આ ખંડકાવ્ય **પહેલી** જ વાર પ્રસિદ્ધ થાય છે. વળી, પ્રથમ સર્ગના મંગલાચરણમાં પણ પૂર્વે પ્રસિદ્ધ થયેલી આરંભની પંક્તિઓ કરતાં આ પ્રતમાંની પંક્તિઓ જુદી અને **નવી** છે, કેમકે, આ પ્રસંગે હસ્તલિખિત પ્રતમાં પ્રાપ્ત થયેલું મંગલાચરણ તે પ્રમાણે છે.

આ ખંડકાવ્ય જેટલું લખાયું છે તેટલું પણ એટલું તો રસમય અને પ્રત્યેક પ્રસંગે વર્ણનશૈલીમાં એટલું તો ચિત્તાકર્ષક છે, કે વારંવાર વાંચવા છતાં તે ફરી ફરી વાંચવાનું મન થાય છે. આખું કાવ્ય પૂર્ણ થયું હોત, તો તે કેટલું ભવ્ય થયું હોત એવી વ્યર્થ વિચારણા પણ થઈ જાય છે.

આ કાવ્યની રચનામાં ઇંગ્રેજ કવિ **સર વૉલ્ટર સ્કૉટનું** ખૂબીદાર અનુસરણ–અનુકરણ છે.

સ્કૉટનું "લેડી ઑફધિ લેક" ("સરોવરની સુન્દરી") એ નામનું છ સર્ગનું વીરરસપ્રધાન ખંડકાવ્ય સુપ્રસિદ્ધ છે – તેને દૃષ્ટિ સમક્ષ રાખીને આ કાવ્ય લખાયું છે. સ્કૉટની પેઠે **શ્રી કલાપીએ** પણ છ સર્ગોમાં આ કાવ્ય સમાપ્ત કરવાનું ધાર્યું હોય એ સંભવિત છે.

કાવ્યના પ્રારંભમાં વીણાને સંબોધન કરતાં, જે સુન્દર અને ભાવવાહી વચનો કહ્યાં છે, તે તો સ્કૉટનું ભાષાન્તર જ છે. જુઓ:– "લેડી ઑફ ધિ લેક"; કૅન્ટો ફર્સ્ટ:–

"***Harp*** of the North! that *mouldering long hast hung*" વગેરે પંક્તિઓ

અને સરખાવો:–

ઓ વીણા! તું બહુ યુગ થયાં શાન્ત આંહીં દિસે છે;
ટંગાયેલું દિવસ રજની વૃક્ષ સાથે ઝુલે છે.
વગેરે પંક્તિઓ

અને હજી આગળ :—

" O minstrel Harp, still *must thine accents sleep* !
" *Mid rustling leaves and* fountains murmuring,
" *Still must thy sweeter sounds their silence keep.*
" *Nor bid a warrior smile, nor teach a maiden to weep ?*

સરખાવો :—

રે ! રે ! ત્હારા મધુતર સ્વરો જાગશે ના હજુ શું ?
ત્હારા તારો ઝણઝણુ થશે શુષ્ક પર્ણે હજુ શું ?
કો યોદ્ધાના મુખ પર સ્મિતે લાવશે તું નહીં—શું ?
કો કન્યાના દુઃખી હૃદયને અર્પશે અશ્રુ ના શું ?

૪**શ્રી કલાપી** મહારાજના વંશમાં **હમીરજી** ગોહેલ નામના એક મહાપરાક્રમી **વીર** પૂર્વજ થયા છે. તેઓ **સોરઠી સોમનાથ** પર થયેલા મુસલમાની હૂમલા સામેના જંગમાં **મહાશૌર્ય** દર્શાવીને ભર તરુણાવસ્થામાં ખપી ગયેલા અને તેમના એ મહાવીરત્વના સ્મારક નિમિત્તે એમની પ્રતિમા ( **પાળિયો** ) હજી પણ પ્રભાસપાટણના સોરઠી સોમનાથના જૂના **શિવાલયમાં** મોજૂદ છે. ( જુઓ — **દીવાને સાગર** પૃ. ૧૬૮. )

**વીર હમીરજી** ગોહેલ જે યુદ્ધમાં ખપી ગયા, તે ઇ. સ. ૧૦૨૪ ની **મહમ્મદ ઘઝનવીની સવારી** વખતનું યુદ્ધ હોય એવું આ કાવ્યમાં આવે છે, તે ઇતિહાસ **બરાબર નથી** ; કેમકે, **વીર** હમીરજી **ગોહેલ** મહમ્મદ ઘઝનવીના **સમયમાં** નહિ, પણ અહમદાબાદના સુલતાન **મહમ્મદ બેગડાના** વખતમાં થયા, એવું **રાસમાળામાંના** ઇતિહાસ ઉપરથી જણાય છે, અને એ **મહમ્મદ બેગડાએ સોરઠી સોમનાથ** ઉપર કરેલા હૂમલા વખતે થયેલા યુદ્ધમાં **વીર હમીરજી ગોહેલ ખપી ગયેલા**.

તરુણ **વીર હમીરજી ગોહેલને વીરત્વ** દર્શાવવાનો પ્રસંગ, ભક્તરાજ **શ્રી નરસિંહ મહેતાની** પેઠે ભાભીના મેણા ઉપરથી જ ઉપજ્યો હતો. **સોરઠી સોમનાથ** ઉપર **મુસલમાની** આક્રમણ થયાનું સાંભળીને, **વીર હમીરજીથી સ્વાભાવિક** રીતે જ બોલાઇ ગયું કે —

" **દેશમાં સાચા ક્ષત્રિયનું** બીજ ઓછું થયું છે— નહી તો આમ તે બને ? "

તુરતજ ભાભીએ મેણું માર્યું કે :–

"પણ તમે તો સાચા ક્ષત્રિય છોને ? શા માટે તમે ઘરમાં બેસી રહ્યા છો ? !"

**વીર હમીરજી** તરુણાવસ્થા છતાં – ફૂટતી મૂછનો એ વીર **જુવાન** આ મેણું **સાંખી શકતો નથી**, અને **તુરતજ** ઉઠે છે– બસેંક કામઠીઓ એકદમ એકઠી કરે છે અને એ ન્હાનકડી પણ બલમાં અને પરાક્રમમાં મહાન્ શૂરવીર ટૂકડી યુદ્ધે ચડે છે. આ યુદ્ધની - કૂચમાં પહેલો જ મુકામ થાય છે, ત્યાંથી આ અદ્ભુત ખંડકાવ્યનો **પ્રારંભ** થાય છે.

**વીર** હમીરજી ગોહેલનું ક્ષત્રિય **વીર યોદ્ધા** તરીકેનું વર્ણન **શ્રી કલાપી**ની કલમે બહુ જ સુન્દર રીતે કર્યું છે.

વેગડા **ભીલ**ની કુમારી સાથે હમીરજીનું અચાનક જ **તારા-મૈત્રક** થાય છે–સ્નેહસમાધિના દેહાતીત સ્વાનુભાવની કોઈ ધન્ય ક્ષણોમાં વેગડા **ભીલ**નો અને તેનો **અજબ** રીતે ભેગો થાય છે. વેગડો **ભીલ હમીરજી**ને **નિમંત્રણ** કરે છે. આ દરેકે દરેક વર્ણન એટલું તો ચિત્તા-કર્ષક છે કે જેમ જેમ વાંચીએ છીએ તેમ તેમ રસવૃત્તિ અધિકાધિક પોષાતી જાય છે.

**ત્રીજા સર્ગમાં**, વેગડો **ભીલ** પોતાની **નગરીમાં હમીરજી**નું સત્કારપૂર્વક આતિથ્ય કરે છે. આ વર્ણન તો વાચકને મુગ્ધ બનાવે એવું સરસ છે. વચમાં ગઢવીને મુખે **મહાભારતમાંનો અભિમન્યુનો પ્રસંગ** એવી તો અદ્ભુત કુશલતાથી પ્રેરાયલો છે કે જાણે તે વાંચતાં **પાંડવોની સભા**નું દશ્ય આપણી **સમક્ષ પ્રત્યક્ષ** જ હોય એવું ક્ષણભર લાગી જાય છે.

જેની સાથે, પ્રથમ **સર્ગ**માં, તારામૈત્રક થાય છે, **તે** જ **વેગડા ભીલ**ની કન્યા સાથે **વીર હમીરજી**નાં **આ સર્ગ**માં લગ્ન થાય છે.

**આ સર્ગ**માં પણ છેલ્લી થોડીક પંક્તિઓ ગ્રન્થમાં **નવી જ** ઉમેરેલી છે; કેમકે તે હસ્તલિખિત દફ્તરોમાંથી પ્રાપ્ત થઈ છે.

**હવે**, **ચોથો સર્ગ** જે આ ગ્રન્થપ્રસંગે જ **નવીન** ઉપલબ્ધ થયો છે, તે આવે છે. **સોરઠી સોમનાથના** મુસલમાની આક્રમણ સામે પોતાની નાનકડી ટૂકડી સાથે **વીર** હમીરજી આગળ પ્રયાણ કરે છે.

**આ ચોથા સર્ગ**માં ગઢવીને **મુખે શ્રી કલાપીએ** અદ્ભુત

કૌશલ્યથી **શકિતમહિમા** ગવરાવ્યો છે. એમાં જાણે **શ્રી દેવી ભાગવતનું** સંક્ષિપ્તમાં **આખું** તત્ત્વ આવી જાય છે. જુઓ પૃ.

**આ** દેવીપુરાણ અને **સૂફીઓની નિર્ગુણ બ્રહ્મમૂર્તિ સનમનું** તત્ત્વપુરાણ બન્નેની **સુન્દર** અને ગૂઢ **અભિન્નતા આ** પંક્તિઓ સમજાવે **છે**.

**આ આખો** જ **સર્ગ શ્રી કલાપી** મહારાજના **સંસ્કારી** હૃદયને– એમના **પ્રેમના સિદ્ધાન્તને** – એમના **સ્વાનુભવની** પૂર્ણતાને ઘણીક રીતે સ્પષ્ટ કરે છે

**શ્રી કલાપી**નું દર્શન **સર્વાનુભવરસિક** તેમ જ **સ્વાનુભવરસિક લખનાર** તરીકે – બન્ને રીતે આ કાવ્યમાં થઈ શકે છે, એટલું જ નહિ, પણ જેમ જેમ ઊંડા ઉતરીને **શ્રી કલાપીના સાહિત્યને** વધારે ને વધારે ધ્યાનથી જોવામાં આવશે, તેમ તેમ અભ્યસીને અવશ્ય જ **અનુભવથી પ્રતીત** થશે, કે **શ્રી કલાપી** સામાન્ય મનુષ્ય કે **સામાન્ય લખનાર નથી**, પણ મહાત્મા – મહા કવિ – *Mystic* છે.

---

## અંજની ગીતો

એક પછી એક એમ **અગિયાર અંજની** ગીતો સાથે **છે**. દરેક **ગીત** બહુ જ કરુણ *(Pathetic)* છે મરાઠીમાં " **ઓંવી** " નામની છન્દરચના છે, તેને મળતું આ ગીતનું માપ છે. " **સરવડાં** " અને " આંડણાં " નામની રચના **પ્રાચીન** ભક્તોએ કરેલી છે, તેનું માપ પણ લગભગ આવું જ છે. ગાતી વખતે આ **ગીતોમાં અતિશય** જ કરુણ **રસ અનુભવાય** છે.

**તીવ્ર** અને **આર્દ્ર** પ્રેરણાથી સભર હોવા ઉપરાન્ત, પૂર્ણ કુશલતા વિના, આવાં હૃદયભેદક – **સ**ંગીતક્ષમ કાવ્યનો પ્રાદુર્ભાવ સંભવિત નથી.

---

## હમારી પિછાન

**હમારી પિછાન** = We, *Introducing* Ourselves.

" ઇશ્કનો બન્દો " એ ગઝલમાં આપણે જોયું છે કે **શ્રી કલાપી પ્રેમનું તત્ત્વજ્ઞાન** જગત્ સમક્ષ ધરે છે અને **પ્રેમનું** એ **તત્ત્વજ્ઞાન પ્રેમના** ખરા અને પૂરા ઉપાસકને ઠેઠ પૂર્ણતા સુધી પહોંચાડે છે.

આ ગઝલમાં શ્રી કલાપી પોતાની આન્તરસ્થિતિ સ્પષ્ટ કરે છે. જુવો પહેલી જ બેત :–

હમે જોગી બધા વરવા — વગેરે.

જોગીઓ તો અમે છીએ જ પણ ઘાટ, રૂપ કે સુન્દરતા જેવું જેને કશું જ **નથી** એવા **વરવા – બેડોળ** – કદરૂપા જોગીઓ છીએ. શોધકો એટલે ઝીણામાં ઝીણી નઝરે વસ્તુને શોધી કાઢવાને જ મથનાર એવા શોધકો અમે છીએ, પણ, કબ્રસ્તાનો અને સ્મશાનોના શોધકો છીએ! જાદૂઈ બંસી તો અમે બજાવીએ છીએ, પણ કબ્રમાં અને સ્મશાનમાં રહેનારી ભૂત ભૂતાવળો માટે જ એ બજાવીએ છીએ, કેમકે અમે તો ભૂતોને જ જગાડીએ છીએ અને તેમની જ સાથે ખેલીએ છીએ.

બીજી જ બેતમાં આ જ અલૌકિક સ્થિતિને વધારે સ્પષ્ટતાથી અને વધારે સરલતાથી વ્યક્ત કરે છે :–

જહાં જેને કરી મુર્દું, કબરમાં મોકલી દેતી,
વગેરે.

જગતના જગતપણાએ અર્થાત્ સંસારની એપણા માત્રના સમૂહે જેમને બરતરફ કર્યા છે, દુનિયાનું દુનિયાદારીપણું જેમને મુર્દા મિસાલ – શબવત્ ગણી ચૂક્યું છે એટલે કે જેઓ દુનિયાદારીને ખપતા બિલકુલ રહ્યા **નથી** અને જેમનો નિરન્તરનો વસવાટ કબરમાં જ છે – જેઓ **જીવતા છતાં, મરેલા** ✓(*Breathing, of course, but Dead in desires*) છે, **તેઓ** જ હમારા ઇશ્કનો જાદૂ હજમ કરવાને યોગ્ય અધિકારી છે.

આગળ ત્રીજી બેતમાં, હજીપણ વિશેષ સરળતાથી એજ વાત સમજાવે છે કે:–

જહાંથી જે થયું બાતલ, અહીં તે છે થયું શામિલ!
વગેરે.

ખાસ કરીને દુનિયાના દુનિયાદારીપણાએ જેનો બહિષ્કાર કર્યો છે અર્થાત્ જેઓ ચુસ્ત દુનિયાદારીની ભૌતિક ભૂમિકાના – જગતના જગતપણાના **અનનુયાયી** છે, **તેઓ** જ અમારા અનુયાયી હોવાના **યોગ્ય** અધિકારી છે – બીજાઓ **નહિં**. દિવ્ય વિભૂતિની એક ચપટી માત્રથી અમે પૂર્ણ પરમાનન્દમાં નિરન્તર મસ્ત રહીએ છીએ.

આ પ્રમાણે આ ગઝલ પણ

(૧) ફકીરી હાલ મ્હારો છે
(૨) હમારા રાહ ન્યારા છે!
અને (૩) ઈશ્કનો બન્દો

એ ગઝલોના જેવી જ ઊંડા ઊતરીને સમજવા યોગ્ય શિક્ષણીય વસ્તુ છે. પ્રેમના અતિ ઉન્નત સ્વરૂપાનુભવની કદર કરવામાં આ ગઝલ બહુ જ ઉપયોગી છે.

શ્રી કલાપી પોતે ઉંચી ભૂમિકા ઉપરથી બોલે છે, તે આ અને આવી વસ્તુ ઉપરથી અભ્યાસી ઉકેલી શકે છે.

---

## પ્રેમથી તું શું ડરે?

ઈશ્વરી પ્રેમનો પ્રવાહ આ કાવ્યમાં પરમ રમણીયતાથી, અતિ સરલતાથી અને ઉન્નત ભાવવાળી પ્રેરણાથી નૈસર્ગિક રીતે જ વહ્યો છે.

કાવ્યનું શરીર ગઝલનું છતાં તેમાં ઉર્દૂ શબ્દોનો અભાવ ખાસ ધ્યાન ખેંચે છે

પ્રેમસ્વરૂપ કૃષ્ણ ભગવાને ગીતામા કહેલુ ગૂઢ જ્ઞાન કેવળ પ્રેમરૂપ જ છે – પ્રેમનુ જ સત્વ છે – Duty is Beauty – કર્મ કરવામાં જ ત્હારો અધિકાર છે – કર્મ કરવું એ જ શરીરીનો ધર્મ છે – શરીરીનુ લક્ષણ છે. પરિણામનો વિચાર કરવો એ તેનું કાર્ય જ નથી, પણ સનાતન વિશ્વનિયંત્રણ નુ જ નિરન્તરનું કાર્ય છે પ્રેમનુ આ જ દિવ્યાનુભવસ્વરૂપ આ કાવ્યમાં પ્રબોધવામાં આવે છે. પરમાત્મા અસીમ પ્રેમસ્વરૂપ છે, માટે તેના સાક્ષાત્કાર માટે મુમુક્ષુએ પણ પ્રેમરૂપ અનુભવવુ જોઈએ. પ્રેમ એટલે સ્વાર્પણ = ફલાનુસંધાન રહિત. સ્વભાવત એટલે પોતાના પ્રેમ વડે જ કરાયલું કર્મ ધર્મરૂપ છે. કર્મ કરાયલું, છતાં તે અકર્મ છે. પ્રેમીનો આ નિરન્તરનો જ જ્ઞાનાનુભવ હોય છે.

ગુજરાતી વાચનમાળામાં દાખલ કરીને, દેશની ભાવિ પ્રજાને, બેલાશક, શિખવવા યોગ્ય વસ્તુ છે. અસ્તુ.

---

## ભાવના અને વિશ્વ

આ કાવ્ય અભ્યાસીને બહુ જ ધ્યાનથી મનન કરવા યોગ્ય છે; કેમકે, એમા સ્થૂલ અને સૂક્ષ્મની તત્ત્વવિચારણા છે.

રસનુ અભિજ્ઞાન, રસની કદર અને રસરૂપાનુભવ થવામાં રહેલાં લૌકિક આવરણો, આ બધુ આ કાવ્યમા જોવાય છે.

---

## ૮૮ શિકારીને

આ કાવ્ય એટલું તો પ્રકાશમય છે, કે તેને વારંવાર વાંચતાં, તેમાંની દરેક પંક્તિ શ્રુતિની ઋચા જેવી અને દરેક શબ્દ જાણે મંત્ર જેવો જ પ્રતીત થાય છે.

દયા, પ્રેમ, ભક્તિ, જ્ઞાન, યોગ, સત્ય એ સર્વનું તત્ત્વ જુદું જુદું **નથી**; પણ એક જ છે અને તે એ કે મનુષ્યે "સન્ત" **થઈને જીવવું** – આ કાવ્ય મનુષ્યને, સન્ત થવાનું જ શિખવે છે. ગુજરાતી વાચનમાળામાં ખાસ દાખલ થવાને યોગ્ય કવિતા છે.

---

## ૮૯ હમારી સ્થિતિ – હમારૂં કિસ્મત

---

## ૯૦ પ્રિયાને પ્રાર્થના – સન્નિપાત

પોતાના હતલિખિત નોટબુકમાં આ પ્રમાણે મથાળાં હોવાથી, તે પ્રમાણે રાખ્યાં છે.

---

## ૯૧ જીવનહાનિ – ચોવીસ વર્ષ

પોતાની હસ્તલિખિત નોટબુકમાં, આ કાવ્યનું ઉપર પ્રમાણે મથાળું છે.

આખી કવિતા પ્રભુભક્તિથી ભરેલી છે – તેમાં ભક્તની નમ્રતા, ભક્તની હૃદયવિશુદ્ધિ અને તે ઉપરાન્ત, પોતાના ભૌતિક દેહના અવસાનની ભવિષ્યવાણી સૂચવનારાં પણ વચનો છેઃ—

> ખાલ્યા ગઈ જ, ગત યૌવન છે થયું, ને
> મૃત્યુ તણા ય પડઘા શ્રવણે સુણાતા.

આ ભવિષ્યવાણી પછી, બરાબર બે વર્ષે પોતે ભૌતિક શરીર છોડી દે છે.

સરખાવો અંગ્રેજ મહાકવિ મિલ્ટનની આ પંક્તિઓઃ–

*'They also serve who only stand and wait.'*
*(Milton, on His Blindness.)*

અંગ્રેજ મહાકવિ મિલ્ટનના વિચારોની અસર પણ શ્રી કલાપીના આન્તર ઉપર થોડી થયેલી નથી. મિલ્ટનની ધર્મવૃત્તિની છાપ શ્રી

કલાપીની માનસિક સૃષ્ટિ ઉપર થયેલી હોય, એવુ તેઓ શ્રીની બીજી પણ કેટલીક કવિતા ઉપરથી જણાય છે. જુઓ મિલ્ટનનું આ કાવ્યનું મથાળું :— *On His Being Arrived at the Age of Twenty-Three* અને "ત્રેવીસ વર્ષ અહીં સ્વપ્ન અનેક વીત્યાં" એ "જન્મદિવસ"ની સુંદર કવિતાની પહેલી જ લીટી.

સંસ્કૃત સાહિત્યમા જેમ મહાકવિ કાલિદાસ કરતાં પણ ભવભૂતિ, રસની દૃષ્ટિએ અધિકતર છે, તેમ અંગ્રેજી સાહિત્યમા પણ ધર્મની દૃષ્ટિએ મહાકવિ શેક્સપીઅર કરતાં પણ મિલ્ટન ચડિયાતો છે. એ મુમુક્ષુ અભ્યાસીને વિદિત છે

> अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्य: कुशलो नर: ।
> सर्वत: सारमादद्यात् पुष्पेभ्य इव षट्पद: ॥

નીતિશાસ્ત્રના આ વચનાનુસાર, પોતે ભ્રમરવત્ જ્યાં જ્યાં સાર વસ્તુ — તત્વ વસ્તુ — સત્વ વસ્તુ — જોઈ ત્યાં ત્યાંથી ગ્રહણ કરી છે, અને ત્યાં ત્યાંથી પ્રેરણાનું સ્ફુરણ અને સ્ફોટન કર્યું છે

'કલાપી' ઉપનામ રાખતા પૂર્વે, પોતે 'ભ્રમર' એવું ઉપનામ પણ થોડો કાળ ધારણ કર્યું હતું, અને, આ ગ્રન્થના આમુખમા છાપેલી પ્રસ્તાવના પણ પોતાના કાવ્યસંગ્રહ — "ગુંજારવ" માટે જ લખેલી હતી.

---

## (૯) ન્હાસી જતી મૃગીને ઘવાએલો મૃગ

આ કાવ્ય અતિશય કરુણ છે — વસ્તુ બહુ જ ચિત્તદ્રાવક છે. ઇતિહાસને છોડી દઈ ને, કાવ્યના પ્રાણને જ તત્ત્વત જોઇશુ :—

મૃગ = पुरुष — જીવાત્મા
મૃગી = प्रकृति — माया.

આ પ્રમાણે જોતા, કાવ્યનો ગૂઢ તાત્પર્ય — રહસ્યાર્થ સરલતાથી ઉકલાશે.

ઘવાયલા મૃગને છોડી દઇને, ભાગી જનારી અને તેના વારવારના આર્ત્ત પુકાર છતા, તેને ન ગણનારની મૃગી, અલબત્ત, સ્વસ્નેહી છે — વિલાસી છે — અને તેથી ખરા સ્નેહની સ્નેહી નથી જ — તે સાચી પ્રેમી નથી જ

બિચારા મૃગનો પ્રેમી પ્રાણાત્મા પુકારી ઉઠે છે કે :—

> 'ન્હાસી છતાં એ સહુ સ્નેહ કાચા.'
> "સૌન્દર્ય જો ભવ્ય બની શકે ના."

માત્ર બાહ્યાંગની જ સુન્દરતા અને તેનાં જ વિલાસનાં, તેનાં જ ઉપભોગની કદર કે રુચિ હોવી એ કંઇ સુન્દરતાનું પૂરું કે **ખરૂં** સ્વરૂપ **નથી** કે તેની **ખરી** કે પૂરી કલ્પના **નથી**. સુન્દરતાની આ લઘુતાભરેલી કલ્પના કરતાં **ખરી** અને **પૂરી** સુન્દરતા કેવળ જ ભિન્ન છે.

**શ્રી કલાપીએ** જ કહેલું છે :—

સૌન્દર્યો પામતા પ્હેલાં. સૌન્દર્ય બનવું પડે.–
(પૃ. ૫૦૦; શિકારીને.)

બાહ્ય સુન્દરતાનો સ્નેહ તો મનુષ્યમાં રહેલા ચેતનતત્ત્વની ઓછી કદર કરવાને લીધે ઉપજેલા "કાર્પણ્ય"નું જ પરિણામ છે. **સૌન્દર્યની ભવ્યતા** તો તેનાં ખરા અને પુરા સ્વરૂપમાં છે એટલે કેવળ **નગ્ન સુન્દરતા** – *Naked Beauty – Beauty in Its Own Forn* – **નિર્ગુણ – નિરંજન પ્રેમતત્ત્વના દેહાતીત સ્વાનુભવમાં છે. સૌન્દર્યનું એ જ ભવ્ય રૂપ છે.**

મૃત્યુ પામતો મૃગ બેવફા મૃગીને કહે છે : –

એ શું બધી દેહ તણી જ **માયા?**
**આત્મા પરે પ્રેમની શું ન છાયા?**
માની હતી **પ્રીતિ** વિશાલ કાયા,
તહીં ય આવી લઘુતા ભરેલ શી ?!

દેહની જ માયા, એ તો **પ્રેમ નથી**, પણ, **વિલાસ છે** – દેહ **દ્વારા**, પણ **સ્નેહ** તો **આત્માનો** જ – દેહનો નહીં; દેહ છતાં પણ, દેહ **પ્રતિ સ્નેહ નહિં**, પરન્તુ **આત્માને** જ **લક્ષ્ય** કરીને, દેહ અને દુનિયા **ઉભયથી અતીત પ્રેમ તેજ શાન્ત પ્રેમ– તેજ દિવ્ય પ્રેમ.**

**આવા ઈશ્વરી સ્નેહ માટે દેહ એ સાધન, પણ સાધ્ય નહીં જ.** **આ ખાસ મહત્વની** અને **મુખ્ય** મુદ્દાની વાત છે. એ ઊંડી અને ગુહ્ય વાત **ન** સમજવાને લીધે જ, પ્રેમના નામથી મનુષ્ય ગમે તેવી રીતે મોહ પામે છે અને ભયંકર ભૂલો કરે છે. આવું **ન** થાય, તે માટે **સ્નેહી મૃગ** બરાબર જ સૂચવે છે :–

વિલાસ જે **સ્નેહ** તણું જ અંગ,
તે આ કરે **સ્નેહ** તણો જ ભંગ!
વિલાસ તો છેક પતંગરંગ!
પ્રિયે! તહીં **સ્નેહ** ઘટે મિલાવવો.

ઈશ્વરી સ્નેહનું એટલે અણુલિંગી આત્માનુભવનું – નિર્ગુણ બ્રહ્મદર્શનનું – પૂર્ણ અદ્વૈત પ્રેમતત્ત્વનું જ લક્ષ્યબિન્દુ રાખીને આત્માનો આત્મા પ્રતિ સ્નેહ તે દિવ્ય પ્રેમ છે, વિલાસ, ઉપભોગ, સુખ એ સર્વ તેનાં છેક જ ગૌણ ઉપાગો છે – તે સાધનો છે – સાધ્ય નથી જ – તેને બદલે જ્યારે વિલાસને – ઉપભોગને વા સુખને જ પ્રેમમા પ્રધાન ગણવામાં આવે, ત્યારે તો આખું જીવન જ કેવળ વિપર્યયભરેલું અને હાનિકારક જ નીવડે, જ્યા આવું જ થાય, ત્યાં તો – બીજી રીતે બોધીએ તો જાણે – ઈશ્વરી પ્રેમનુ ખૂન થયા જેવું જ થાય, કેમકે, બાહ્ય ઘાટને – મૂર્તિને – દેહને–સાધનને બદલે, સાધ્ય જ માનવામા પરમાત્માના નિર્ગુણ નિરંજન પ્રેમસ્વરૂપના સ્વાનુભવનો જાણે હેતુપૂર્વક જ જીવાત્મા ઈન્કાર કરે છે અને તેને સ્થાને બાહ્ય ઘાટ, ગુણ, જે માત્ર સાધન જ છે તેને અણઘટતું મહત્વ *(Undue Predominance)* આપે છે અને તે આત્માના તાત્ત્વિક વા સાત્ત્વિક સ્નેહની ઉપેક્ષા કરીને ! આ તો એક પ્રકારની 'નાસ્તિકતા' પણ કહેવાય અને જગતમા આવું થાય છે, તેથી જ કેટલાક નીતિવેત્તાઓ *( Moralists )*ને પ્રેમની વિરુદ્ધ બહુ સખ્ત રીતે બોલવાના પ્રસંગો આવે છે.

"પ્રકૃતિ" અથવા "માયા"નો સ્વભાવ દર્શાવનારી નીચેની મહત્વની પંક્તિઓ પણ આ કાવ્યમા અભ્યાસીનું ધ્યાન ખેંચે છે .–

ન ચાહવું પુરુષથી બને ના,
સ્ત્રી – જાતિથી સ્નેહ કશો મળે ના.

[ પ્રેમમા જ્યારે ઘાટને, ગુણને કે બાહ્ય પરિસ્થિતિને ન જોઈતું મહત્ત્વ અપાય છે, ત્યારે યોગની મહત્તા ભૂલીને જીવાત્મા ભોગની કે રોગની જાળમા જાણી જોઈને જ સપડાય છે એમ માનવુ અવાસ્તવિક નથી. પ્રેમના એટલે ભક્તિના – સર્વશક્તિમાન ઈશ્વરી સ્નેહના શુદ્ધ, અનાદિ, અનન્ત અને બ્રહ્માનન્દરૂપ નિરંજન નિરાકારના પ્રત્યક્ષ અનુભવને અવગણીને, જીવાત્મા જ્યારે આધિભૌતિકને જ વળગે છે – વળગી રહે છે, ત્યારે તે સાચી શાન્તિ કે મુક્તિના સ્વાનુભવ કરતાં, બાહ્ય વિલાસને – ક્ષણિક ઉપભોગને અને અલ્પકાલિક સ્થૂલ જીવનને જ વધારે ભજે છે એ સ્પષ્ટ છે. ]

આવો સ્નેહ તે ઈશ્વરી સ્નેહ નથી જ. એ તો "કાચો સ્નેહ" છે – "માયા" છે.

અને, આટલા વિસ્તૃત વિવેચન પછી, એ તો સહજ જ સમજાય છે કે – "કાચો સ્નેહ" એ જ માયા છે, 'કાચો સ્નેહ', 'ખોટો સ્નેહ', 'તદપેક્ષક' *(Relative)* સ્નેહ – 'બાહ્ય સ્નેહ' એ 'માયા' છે.

એથી કેવળ ઉલટું, પાકો એટલે પરિપૂર્ણ પ્રેમ – સનાતન પ્રેમ – નિરપેક્ષ *( Impersonal )* પ્રેમ તો અનાદિ છે, અનન્ત છે અને તે ત્રિકાલાબાધિત સત્ છે. આ જ પ્રેમનું નામ અદ્વૈત બ્રહ્મ છે; અને તેને પોતામાં अनादि, अनन्त રૂપે અનુભવતાં, રાજર્ષિ કલાપી કહે છે કે :–

**" સત્ય અનાદિ અનન્ત છે અને તેથી આશા છે, અને તેથી જ, સત્યની મારફત જ આપણે અસત્યને જોઇ શકીએ છીએ. સત્યનો અભાવ કયાંએ છે જ નહિ."**

" કિંચિન દયા | વેદાન્ત ન્યાય
" દયાન્યાય | ન્યાયદયા."

( श्रीकलापीની ડાયરીમાંથી. ) ( ઇ. સ. ૧૮૯૯ – ૧૯૦૦. )

આ પૂર્ણ પ્રેમબ્રહ્મ, જેનું નિત્ય નિરન્તર સ્તવન, तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ એવાં ઋગ્વેદનાં -- જ્યોતિર્મય વચનોમાં, ઋષિઓને મુખે, સાવિત્રી દ્વારા થઇ જ રહ્યું છે, તેના પ્રત્યક્ષ સ્વાનુભવ માટે શ્રી કલાપીનાં વચનો કેટલાં ઉપયોગી અને કેવાં શિક્ષણીય છે!

આ વચનોમાં પણ કેવી વિલક્ષણ બ્રહ્મશિક્ષા છે :–

" If you ride a *horse*, *sit close* and *tight* –
" If you ride a *man*, *sit easy* and *light* –
" If you ride the *sense*, *sit light* and *tight* –
" To *know* the *Brahma* or *Divine Light*."
[ From *Shree Kalapee's Pocket Book.* 1899-1900.]

અર્થાત્ :–

" ઘોડા ઉપર સવારી કરવા માટે –
" બરાબર જકડીને અને મક્કમ બેસો –
" માણસ ઉપર સવારી કરવા માટે –
" સરલ અને હળવા થઈને બેસો –
" બુદ્ધિ ઉપર સવારી કરવા માટે –
" હળવા અને મક્કમ થઈને બેસો –
" બ્રહ્મ અથવા દિવ્ય જ્યોતિના અનુભવ માટે."

( श्री कलापीની ડાયરીમાંથી. ) ( ઈ. સ. ૧૮૯૯ – ૧૯૦૦ ).

* * * *

ઇશ્વર પદાર્થોનો સંગ ત્યાગતો નથી, પણ, પદાર્થો ઇશ્વિરનો સમાગમ ત્યાગે છે.

જે પ્રભુ પાસેથી આવે છે, તે પ્રભુ પાસે જાય છે. પ્રેમ, પ્રભુ કરતાં કોઈક બાબતમાં વધારે ઉંચો છે.

( શ્રી કલાપીની ડાયરીમાંથી )

---

## ૭ - તુ વિણુ – સેઢલ વાજસુર !

સોરઠા અથવા કાઠીઆવાડી " દૂહા " મા લખાયલું આ કાવ્ય દરબાર શ્રી વાજસુરવાળાને સંબોધીને લખાયલુ છે. પોતા પાસેનુ શ્રી કલાપીનુ સાહિત્ય પ્રેમથી સાચવી રાખવા માટે, તેમ જ આ પ્રસિદ્ધિમા સ્નેહથી આપવા માટે, આ ટીકાકાર તેમ જ વાંચનાર પ્રતિ પણ તેઓ શ્રીનો ઘણો જ ઉપકાર થયો છે.

---

## ૮ પ્રભુ – અનાલાપી ગાન

સ્વહસ્તલિખિત ડાયરીમા મથાળુ આ પ્રમાણે છે.

જર્મન મહાકવિ ગેટે ( Goethe )નુ ફૉસ્ટ નામનું – આધિદૈવિક પાત્રોનું એક સુન્દર નાટક છે – તેમા ગ્રન્થની નાયિકા માર્ગરેટ પોતાના પ્રિયતમ ફૉસ્ટને પુછે છે કે —

" પરમેશ્વરમાં તું માને છે ? "

તેના ઉત્તરમા ફૉસ્ટ જે વચનો ઉચ્ચારે છે, તેનો આ અનુવાદ છે. અસલ જર્મન ઉપરથી, ઇંગ્લિશમાં આવેલા, મહા કવિ ગેટેનાં વચનો આ પ્રમાણે છે –

*Faust* – My darling, who shall dare
"I believe in God!" to say?
Ask priest or sage the answer to declare,
And it will seem a mocking play,
A sarcasm on the asker.

*Margaret* –
Then thou believest not!

*Faust* :-

Hear me not falsely, sweetest countenance !
Who dares express *Him* ?
And who profess *Him*,
Saying : "*I believe in Him !*"
Who, *feeling, seeing,*
*Deny His being,*
Saying : "*I believe Him not !*"
The *All-enfolding,*
The *All-upholding,*
*Fold* and *upholds he not*
*Thee, me, Himself ?*
*Arches not there the sky above us ?*
*Lies not beneath us, firm, the earth ?*
And rise not, on us shinning,
Friendly, the *everlasting stars ?*
*Look I not, eye to eye, on thee,*
And feel'st not, thronging
To head and heart, the force,
Still *weaving its eternal secret,*
*Invisible, visible, around thy life ?*
Vast as it is, fill with that force thy heart,
And *when thou in the feeling wholly blessed art,*
*Call it, then, what thou wilt,–*
*Call it Bliss ! Heart ! Love ! God !*
*I have no name to give it !*
*Feeling is all in all* :
*The name is sound and smoke,*
*Obscuring Heaven's clear glow !*

* * *

The same thing, in all places,
All hearts that beat beneath the heaveuly

*Each in its language-say,*
*Then why not I, in mine, as well ?*

( *Faust, Martha's Garden Scene XVI.* )

આ કાવ્ય દ્વારા **શ્રી કલાપી** તથા ગેટ બન્ને **મહાલેખકોની પ્રભુ** સંબન્ધી વિચારણાનુ તથા તેમના **આન્તરનુ** દર્શન થાય છે .

કાવ્યનું **ખાસ મનન** અને **અભ્યાસ** કરવાથી તેમાંઓતપ્રોત રહેલો શ્રદ્ધાનો , ભક્તિનો અને પ્રજ્ઞાનનો **અસ્ખલિત પ્રવાહ** સ્પષ્ટ થાય છે .

**રાજર્ષિ કલાપી** કહે છે –

I have seen the *human nature* in all its forms, it is everywhere the same, but the *wilder* it is, the *more virtuous*

( From *Shree Kalapee's Diary*–99–1900.)

( મનુષ્યસ્વભાવને તેના બધા યે રૂપોમા મ્હેં જોયો છે , સર્વત્ર તે તેનો તે જ છે , પણ , જેટલો તે વધારે જંગલી – વધારે અસંસ્કારી – વધારે અકૃત્રિમ , તેટલો તે વધારે સદ્ગુણી . )

( श्री कलापीની ડાયરીમાથી ) .

I find the *Omnipresence* and the *'Almightiness* in the *reaction of every atom in Nature.*

(કુદરતમા , પ્રત્યેક અણુની પ્રતિ ગતિમા સર્વવ્યાપકતા અને સર્વશક્તિમત્તા મ્હને જણાય છે . ) ( श्री कलापीની ડાયરીમાંથી . )

* * *

There is an inter-dependance of *'intellect* and *morals.* The heart has its arguments, with which the understanding is not acquainted <u>*As much* love, so *much* mind</u>.

(From Shree Kalapee's Poeket Book, 1899-1900.)

બુદ્ધિની અને **નીતિની** વચ્ચે **આન્તરવિશ્વાસ** અથવા **આન્તર આધાર** હોય છે . હૃદયને તેની એવી દલીલો હોય છે , કે **સમજણ** તેને ઓળખતી જ નથી .

જેટલી પ્રીતિ , તેટલું મન .

( શ્રી કલાપીની ડાયરીમાંથી . ઇ. સ. ૧૮૯૯–૧૯૦૦ . )

---

## ૮૧ ખતા નહીં જાતી

ફારસી શૈલીમાં સૂફી મહાત્માઓની ઢબથી શ્રી કલાપી પરમાત્માની ભક્તિનું – અલ્લાહના ઇશ્કનું – તેની દિલ્લગીનું આબાદ ગાણું ગાય છે.

બાહ્ય શરીરમાં જેમ આ ગાણું ગઝલનું છે, તેમ તેમાંની વિચારપ્રણાલિકા રૂમી , હાફેઝ , ઓમર ખય્યામ વગેરે મશહૂર સૂફી સન્તપુરુષોની ફારસી વાણીને સમરૂપ છે .

પાક દિલની સફાઈ અને વફાઈ આ આખી ગઝલમાં દેખાઈ આવે છે, અને , ખૂબ જ્ઞાન લાદેલા મગઝની ઘણી જ અક્કલહુશિયારી કરતાં , પાક દિલની સફાઈ અને વફાઈ જ માલેકની મહોબ્બતમાં તો , અલબત્ત , વધારે ચઢિયાતાં છે . શ્રી કલાપી કહે છેઃ–

દરેક માણસ , પોતાનો પડોશી પોતાને છેતરતો તો નથી – એવી સંભાળ રાખે છે, પણ એક સમય એવો પણ આવે છે , જ્યારે તે પોતે પોતાના પડોશીને છેતરતો તો નથી – એવી સંભાળ રાખવા લાગે છે અને ત્યારથી તે કદી છેતરાતો નથી અને સર્વ ઠીક થઈ જાય છે . ત્યારથી તેનું રગસીઉં ગાડું સૂર્યનો રથ બની જાય છે .

( શ્રી કલાપીની ડાયરીમાંથી . )

*       *       *

દુનિયાની લુચ્ચાઈ સમજનાર દેવ નથી , પણ , લુચ્ચાની લુચ્ચાઈમાં પણ ભલાઈ જોઇને જે છેતરાય છે , તે દેવ છે .

( શ્રી કલાપીની ડાયરીમાંથી . )

---

## ૮૨ સાકીને ઠપકો

ઉપરની ગઝલની પેઠે , આ પણ એવી જ રીતે ફારસી સાહિત્યમાં મશહૂર સૂફી સન્તમહાત્માઓની વિચારપ્રણાલિકાને અનુસરીને લખાયલી શુદ્ધ પ્રેમભક્તિની મસ્ત ગઝલ છે .

સાકી=પ્રેમનો પ્યાલો પાનાર – મુર્શિદ – ગુરુ – *The Guide* .

" प्रेमभक्ति " ના તખલ્લુસથી સુપ્રસિદ્ધ ગુર્જર કવિવર રા રા. ન્હાનાલાલ શ્રી ' कलापीना વિરહ ' ના ઉપોદ્દ્ઘાતમા લખે છે કે '—

" રાજવી કવિ કલાપીનુ ચિરંજીવ નામ ગુજરાતી સાહિત્યના કોઇ અભ્યાસીથી અજાણ્યુ નથી; સંસ્થાન લાઠીના સ્વ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી, પ્રભાતના શુક્રની પેઠે, થોડુ આયુષ્ય ભોગવી, ભરયૌવનમા જ વિદેહ થયા, પણ પોતાના એ તખલ્લુસને ગુર્જર ગિરાના અંગમાં જ ગુંથી દઈ એ વાણી જેટલુ આયુષ્ય અર્પી ગયા છે."

* * *

" ગુર્જર સાહિત્યની રસવાટિકામાં એમની યે એક રસદેરી છે, અને એ દેરીમાંના એ રસદેવ છે, અને એ દેવ ને એ દેવની દેરી ઉભય પોતાનાં તેજોબળ ને પ્રતાપપ્રતિભાથી સુપ્રખ્યાત છે."

આ ઉપરથી સ્પષ્ટ છે કે કવિ શ્રી ન્હાનાલાલ પણ રાજર્ષિ कलापी ની થોડી છતા સાચી કદર બે દસકા પૂર્વે કરી ચૂકયા છે.

---

## સનમને ૮૭

---

## સનમની યારી ૮૮

---

## સનમની શોધ ૮૯

**શ્રી કલાપી** મહારાજ આ ત્રણે ગઝલોમાં, ફારસી શૈલીની પ્રણાલિકાનુસાર પૂર્ણ પ્રેમભકિતની ગૂઢ ભાષામા સૂફી તત્ત્વજ્ઞાનને આલ્હાદમાં આલ્હાદ રીતે રજૂ કરે છે. એમા ભવ્યતા છે, દિવ્યતા છે, અપૂર્વતા છે.

**સનમ** એટલે કોઈ વ્યકિત નહિં. ઘાટ, ગુણ કે મૂર્તિ જેવુ કશું જ લક્ષ્ય નહીં – સનમ એટલે સુન્દરમાં સુન્દર બ્રહ્મમૂર્તિ ( *Beau Ideal* ).

**શ્રી કલાપી** કહે છે —

" હું એક કંગાળની માફક લથડતો ચાલતો હતો, તે મ્હારી ચાલ છોડી દઈને, એક ઉડતા વિમાનમાં બેસી ગયો – જ્યા મ્હારો આનન્દ, ગયેલ અને આવવાનું સ્થાન તપાસી ડરવામા અને હિમ્મત ધરવામા ન રહ્યો, પણ તે ન્હાની વાતો મ્હારી ગતિના જ આનન્દમાં ડૂબી ગઈ. હવે, હું જેને ' કુદરત ' કહેતો તેને – ' પરમાત્મા ' – કહીશ

" નસીબ – એ કાંઈ જ નથી, એવી બીનાઓ છે, જ્યાં હજી આપણા વિચારો પ્હોંચી, તેના મૂલ કારણો શોધી શકેલ નથી.

" શિક્ષા બધે છે અને સરખી છે – માત્ર ફેરફાર – તેજને ટકોરો અને ગધ્ધાને ડાંગનો છે ." ( श्री कलापीनी ડાયરીમાંથી . )

પરમાત્મા , પુરુષાર્થ કરી શકે તેવી સ્થિતિમાં , માનવીને શિક્ષાઓથી લાવી મૂકે છે. ( श्री कलापीनी ડાયરીમાંથી . )

---



## સનમને સવાલ

શ્રી કલાપીની પોતાની હસ્તલિખિત આ ગઝલ ઇ. સ. ૧૯૦૯માં સ્વ कान्ते આ લખનારને રૂબરૂમાં આપેલી અને તે "બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ કરી હતી . આ સંગ્રહનો પ્રસંગ પ્રાપ્ત થતાં , તેને ક્રમશઃ સ્થાન આપ્યું છે .

---

## સ્વર્ગગીત

ઇશ્વરી સ્નેહનું આ દિવ્ય ગીત મૂલમાં તો પ્રેમના અવતાર ઇસુએ બાઇબલમાં કહેલાં વચનો ઉપરથી રચાયું છે . મૅથ્યુ જેવા માછીની સાથે ઇસુ જેવા સન્તને જોઇને , તેનો ખુલાસો પૂછવામાં આવેલો , ત્યારે ઇસુએ ઉત્તરમાં આ વચનો ઉચ્ચારેલાં .

---

## નવો સૈકો

પોતાના દેહાવસાન પૂર્વે થોડા જ માસ પહેલાં , આ કાવ્ય લખેલું છે . નવો સૈકો એટલે ૧૮૯૯ પછી ૧૯૦૦ .

ધર્મતત્ત્વના સ્વાનુભવમાં રાજર્ષિ કલાપી 'अनन्ताद्वैतने સ્વીકારે છે . જુઓ આ કાવ્યમાં આ પંક્તિઓઃ–

આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો ,
આત્મા અમીઝરણના રસનો વિહારી ;
આત્મા ગણે જ નહિ તે યુગને – ક્ષણોને ,
ક્યાં દેશકાલ ? સઘળે જ વસન્ત જામી .

આત્માના ભરપૂરપણામાંથી સ્વાભાવિક રીતે જ વાણીમાં આવિર્ભાવ પામેલો આ પ્રવાહ બ્રહ્મજ્ઞાનથી ઉભરાતો છે , અને એમાં શત વર્ષના એક યુગને અન્તે , આ વિશ્વને આપવામાં આવેલા , મહાત્માના હૃદયના પ્રજ્ઞાનપૂર્ણ સપ્રેમ આશીર્વાદ છે .

## શરાબનો ઇન્કાર

શ્રી કલાપીએ પોતે જ લખેલી ટીકા સાથે આ ગઝલ પોતાની નોટબુકમાંથી પ્રાપ્ત થઈ છે અને તે પ્રમાણે જ ક્રમશ પ્રસિદ્ધ કરી છે. શ્રી કલાપીની વિચારપદ્ધતિ કેવા પ્રકારની છે, તે આ ટીકા ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

---

## આપની યાદી

રાજર્ષિ કલાપી મહારાજના કાવ્યસંગ્રહની – આ ગ્રન્થની આ છેલ્લી જ કવિતા – છેલ્લી જ ગઝલ છે. એમા શ્રદ્ધા છે, ભક્તિ છે, યોગ છે, જ્ઞાન છે, અને પરમાત્માનો સ્વાનુભવ છે.

સ્વાભાવિક રીતે જ, આ અપૂર્વ ગ્રન્થનો ઉપસંહાર કેવી સુન્દર અને યથાયોગ્ય રીતે થાય છે ! એક પરમાત્માની જ યાદી !

"બસ! એ જ યાદી આપની!"

આ પ્રમાણે, નિત્યાભિયુક્ત પરમાત્મસ્મરણ, એ જ આ ગ્રન્થનું તત્ત્વ છે, એમ આ સ્વાભાવિક ઉપસંહારમાંથી આપો-આપ જ સમજાઈ જાય છે અને આ "આપની યાદી" વારંવાર ગાવાનુ, વારંવાર વિચારવાનું અને મનન કરવાનુ અભ્યાસીને મન થાય છે,

(૧) "ફકીરી હાલ", (૨) "હમારા રાહ" (૩) "હમારી પિછાન" (૪) "ઇશ્કનો બન્દો", અને (૫) "આપની યાદી" આ પાંચ ગઝલો આ ગ્રન્થમાં ખાસ મહત્ત્વની છે.

ગ્રન્થના સ્વાભાવિક ઉપસંહારની સાથે જ આ માર્ગદર્શિકા ટીકાનો પણ હવે ઉપસંહાર કરીશુ.



# ઉપસંહાર



રાજર્ષિ **કલાપીની** પ્રેમભક્તિ, તેની કલા, તેનું તત્ત્વજ્ઞાન અને તે સર્વનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો અને લક્ષણો આપણે જોયાં છે.

તેના આન્તર જીવનનો આખો પ્રવાહ જો પિછાની શકાય, તો તેનો **પરમાત્મા** સાથેનો સંબન્ધ, તેનો પ્રકાર, તેનું પ્રમાણ અને તેની **મીમાંસા** સુદ્ધાં સમજાય.

આ અખિલ વિશ્વને 'જીવન' અર્પનાર ભગવાન્ સવિતામાં જેમ ઉષ્મા અને જ્યોતિ ઉભય તત્ત્વો અભેદરૂપે પ્રસ્થિતિ કરીને ઓતપ્રોત રહે છે, તેમ શ્રી કલાપીમાં પણ પ્રેમની ઉષ્મા અને પ્રજ્ઞાનનું જ્યોતિ એ બન્ને મહત્તત્ત્વો અભેદરૂપે પ્રસ્થિતિ કરીને ઓતપ્રોત રહેલાં છે.

તત્ત્વદૃષ્ટિએ જ જોનાર મુમુક્ષુને સમજાશે, કે પરમાત્માને મુકામે પહોંચવાના માર્ગમાં, રાજર્ષિ કલાપીની વાણી અપૂર્વ પ્રકારની એક બ્રહ્મનિસરણી છે – અલબત્ત – કેવળ યોગ્ય અધિકારી માટે જ.

એક મુદ્દાની વાત પણ અવશ્ય વિચાર કરવા યોગ્ય છે: શ્રી કલાપીના સિદ્ધાન્તનું અને જીવનનું હાર્દ પ્રેમ છે, પરન્તુ, પ્રેમ અને જ્ઞાન એવાં કોઈ બે જુદાં જુદાં પરસ્પર વિરોધી તત્ત્વો હોવાની કલ્પના કરીને, અભ્યાસીએ ભ્રમ ઊભો કરવાની કશી જરૂર નથી; કેમકે, પ્રેમ અને જ્ઞાન, એક જ તત્ત્વ છતાં, માત્ર અવસ્થાન્તર ભેદે કરીને જ તેનાં બે જુદાં જુદાં નામ છે.

તેવી જ રીતે, પ્રેમ અને વૈરાગ્ય પણ બે જુદી જુદી વસ્તુ નથી, પણ, એક જ અનુભવનાં બે જુદાં જુદાં માત્ર નામ જ છે.

પ્રેમને જ ગાનાર દયારામ પ્રેમના અથવા ભક્તિના જે રસને પરમતત્ત્વ માને છે અને ભજે છે, તેને જ – તે જ રસને – તે જ પ્રેમને – સંપૂર્ણ વેદાન્તજ્ઞાની બ્રહ્મવેત્તા અખાજી પણ માને છે

ભજે છે; કેમકે, જેમ બ્રહ્મ એક જ છે, આત્મા એક જ છે, સૂર્ય એક જ છે, તેમ, અનાદિ, અનન્ત પરમાત્માનો પ્રેમરસ પણ એક જ છે, અને ॥ रसो वै सः ॥

પ્રેમી દયારામ કહે છે :—

'જે કોઈ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.'
'જે કોઈ૦'

અને :—

'નિશ્ચયના મ્હેલમા વસે મ્હારો વાલમો,'
પ્રેમ કેરી પોળ પૂછી જાજો રે લોલ!'
'નિશ્ચયના મ્હેલમા ૦'

બ્રહ્મવેત્તા શ્રી અખાજી પણ પ્રેમનો જ રાહ દર્શાવે છે :—

સાંઈ મીલન મુશ્કેલ હે! રે! ઔર પ્રેમીઓં કો હે સ્હેલા,
વિરહસરાણ, ઔર આપ હીરા, નેહકી રજ સે ઘસ પહેલા,

*　　　*　　　*　　　*

અલગસા હે, ઔર સલગ સહી, કોઈ પ્રેમદીવાના જાનતા હૈ,
ના કિસકી બોલી ઔર બુઝે, વો અબકી પિછાનતા હૈ;
ચીજ મન લીઈ, જિતું નેન ધરી, સો દૂરકા સબ નજીક દેખે,
કહુ બગેર આલમ, અખા! પાસે કો બિ ના પેખે.

*　　　*　　　*　　　*

પઢતે બહુત પંડિત હોવે, ઔર બાત મહોબતકી બહુત બઠી,
પણ ન રહે ન્યારા પિયુ, અવ્વલ મહોબતકી રાહ જડી:
જ્યું મેહ દેખ્યા લૂન હોય પાની, સો નીરમે નીર હોવે જ હોવે,
અજબ આરકાન હોવે, અખા! સો અવ્વલ મહોબતસુ 'આપ' ખોવે.

નેહનદીકો ના મીલે, સોહી સુકે જેહી જહાં પડયા,
લાખ બાતુ કી બાતાયે કિ, અખા ભાગ્ય ઉસ્કા, જિસે નેહ જડયા.

*　　　*　　　*　　　*

"પ્રેમપાતાલ જહાં ફૂટતા હે, નીકટે નહીં સો નીર કદી,
"અખા" આખર એત હોવે, સબસે નેહકી બાત બઠી

મહાત્મા શ્રી અખાજી જેવા પ્રજ્ઞાનપૂર્ણ સન્તજી હજી આથી પણ આગળ વધીને, પ્રેમના સ્વરૂપને વિશેષ વ્યક્ત કરે છે,

"તત્ત્વના તુંપણાને તુચ્છ" માનનાર અને "પ્રેમરસ" પીવાનું જ નિત્યનિરન્તર માગનાર નરસિંહ મહેતા, તેમ જ, "પ્રેમની પ્રેમની અને પ્રેમની જ કટારી" જેને વાગી છે, તે મીરાંબાઇ વગેરે પ્રેમીઓ પ્રેમના જે રસપ્રવાહને પરમ તત્વ-રૂપે નિરૂપે છે, તે જ રસપ્રવાહને શ્રી અખાજી જેવા પ્રજ્ઞાની પૂર્ણ પુરુષ પણ પરસતત્ત્વરૂપે નિરૂપે છે:—

છાતી છતકા છાક ચડે, જો લાગ્યા હોય નેહ છાના,
જ્યું ઘાસ ઘસોટી આગ ન રહેવે, સુલગતે સુલગતે જગ જાન્યા;
પ્રેમકા નાગ જિસે ડસતા હૈ, લીમ ઔર લૂણ તિસે હોય મીઠા,
યું સારા આલમ, અખા! પ્રેમ લાગ્યા તિનું આપ દીઠા.

[ "અપ્રસિદ્ધ અક્ષયવાણી". ]

આ વચનો જોયા પછી, શ્રી અખાજીને પ્રેમી કહીશું કે જ્ઞાની? અમારી તો સ્વાનુભવથી પ્રતીતિ છે, કે શ્રી कलापी પૂર્ણ જ્ઞાની છે અને શ્રી અખાજી પૂર્ણ પ્રેમી છે. ॥ ॐ तत्सत् ॥

[ પ્રેમના અનન્તાદ્વૈતરસાનુભવમાં જેને પ્રેમથી જ વિલસવું છે અને પ્રેમથી જ વિરાવું છે, તેને તો પ્રેમ અને જ્ઞાન એવી બે વસ્તુનું દ્વૈત જ નથી, તેમ, તેને મન તો પ્રેમ અને વૈરાગ્ય એવું પણ 'દ્વૈત' નથી જ નથી. अलमतिविस्तरेण ॥

'અદ્વૈતવાસના'થી આ ગ્રન્થનો સ્વાભાવિક, છતાં, સુન્દર उपक्रम થયો છે: ગ્રન્થના उपक्रमમાં, પહેલી જ ગઝલ "ફકીરી હાલ" માં જોવાય છે કે:—

"ન ધારૂં હું કહી કફની" અને "બુલબુલ મ્હારૂં હુંહું હું" તથા "પરેશાની જ છે રાહત". (उदासीनो गतव्यथ : ॥ गीता ॥)

ગ્રન્થના उपसंहार માં રાજર્ષિ कलापी કહે છે:—
"જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની"

અર્થાત્:— ॥ यत्र यत्र मनो याति तत्र तत्र समाधय : ॥

સ્થિતપ્રજ્ઞના આ કેવળ સ્વાભાવિક જ સ્વાનુભવોદ્‌ગાર છે. નિર્વિકલ્પ રાજહંસની આ સહજાવસ્થા અથવા સહજસમાધિ. શ્રી કલાપીના તો જાણે આ અંતિમ જ ઉદ્‌ગાર છે.

# શુદ્ધિપત્ર



આ શુદ્ધિપત્રમાં અગત્યની અશુદ્ધિઓ આપી છે. તે સિવાય પુસ્તક છપાતાં અક્ષરો ભાગવા-તૂટવાથી થયેલ અશુદ્ધિઓ આ શુદ્ધિપત્રમાં અપાઇ નથી, જે સ્વાભાવિક જ સુધારી શકાય તેવી હોય છે.

શુદ્ધિપત્ર સુધારી લીધા પછી જ પુસ્તક વાંચવું ઘટે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨૧ | શુક | શુષ્ક |
| ૨૪ | ૨૧ | સમ | સમો |
| ૨૫ | છેલ્લી | લાકડું | લાકડું |
| ૨૬. | ૧૬ | વ્યોભ | વ્યોમ |
| ૨૮ | ૬ | નભ ઉપર | નભ પર |
| ૩૬ | ૧૧ | તે તું તો | તે જોઇ તું તો |
| ૪૧ | ૧૧ | રૂડાં | રૂડાં |
| ૪૬ | ૧૮ | મોહ જે | મોહજ |
| ૪૬ | ૨૪ | વ્હાલાંનું | વ્હાલાંનું |
| ૪૭ | છેલ્લી | પારધીનેએ | પારધીને એ |
| ૪૮ | ૩ | દેખાય | દેખાવ |
| ૫૦. | ૧૪ | નક્કી જ | નકીજ |
| ૫૩ | ૧૯ | ખેતરમાં | ખેરાતમાં |
| ૫૩ | ૨૫ | સ્વચ્છ, દિસતી | સ્વચ્છ, સ્વચ્છ દિસતી |
| ૫૪ | ૧૩ | વૃદ્ધ | વૃદ્ધા |
| ૫૯ | ૨૪ | સ્લાનિ અશ્રુ | સ્લાનિ કે અશ્રુ |
| ૬૧ | ૨૬ | શું કે હું માં | શું છે હું માં |
| ૬૩ | ૧૫ | ચિરસમય ઓ સૌ | ચિરસમય સૌ |
| ૬૫ | ૧૮ | તૂટીને | તૂટી |
| ૬૭ | ૯ | ન આવે | ને આવે |
| ૭૫ | ૧૦ | દિ તું | દિને તું |
| ૭૬ | ૨૪ | હ્દય | હ્દયમાં |
| ૮૪ | ૫ | નનીહત | નસીહત |
| ૯૧ | ૧૪ | રમતી'તી | "રમતી'તી |
| ૯૬ | ૭ | કહીતે | કહીને |
| ૧૦૧ | ૧૬ | રમાને | રમાનો |

આ અપૂર્વ ગ્રન્થની માર્ગદર્શિકા ટીકાનો, તેમ જ રાજર્ષિ कलापीदेवनी આ અલૌકિક વાણીનો, આ પ્રમાણે સ્વાભાવિક રીતે જ ઉપસંહાર થાય છે.

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ॐ ॥

ॐ सागराश्रम,
શ્રી સરખેજ, જિ. અહમદાબાદ,
૧૧. ઑક્ટોબર : ૧૯૩૧

ॐ सागर.
ॐ प्रभुजी
॥ ॐ सद्गुरु ॥



# શુદ્ધિપત્ર



આ શુદ્ધિપત્રમાં અગત્યની અશુદ્ધિઓ આપી છે. તે સિવાય પુસ્તક છપાતાં અક્ષરો ભાગવા-તૂટવાથી થયેલ અશુદ્ધિઓ આ શુદ્ધિત્રમાં અપાઇ નથી, જે સ્વાભાવિક જ સુધારી શકાય તેવી હોય છે.

શુદ્ધિપત્ર સુધારી લીધા પછી જ પુસ્તક વાંચવું ઘટે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨૧ | શુક્ર | શુષ્ક |
| ૨૪ | ૨૧ | સમ | સમો |
| ૨૫ | છેલ્લી | લાકડું | લાડકું |
| ૨૬. | ૧૬ | વ્યોભ | વ્યોમ |
| ૨૮ | ૬ | નભ ઉપર | નભ પર |
| ૩૬ | ૧૧ | તે તું તો | તે જોઇ તું તો |
| ૪૧ | ૧૧ | રૂડાં | રૂડાં |
| ૪૬ | ૧૮ | મોહ જે | મોહજ |
| ૪૬ | ૨૪ | વ્ડાલાંનું | વ્હાલાંનું |
| ૪૭ | છેલ્લી | પારધીનેએ | પારધીને એ |
| ૪૮ | ૩ | દેખાય | દેખાવ |
| ૫૦ | ૧૪ | નક્કી જ | નક્કીજ |
| ૫૩ | ૧૯ | ખેતરમાં | ખેરાતમાં |
| ૫૩ | ૨૫ | સ્વચ્છ, દિસતી | સ્વચ્છ, સ્વચ્છ દિસતી |
| ૫૪ | ૧૩ | વૃદ્ધ | વૃદ્ધા |
| ૫૯ | ૨૪ | મ્લાનિ અશ્રુ | મ્લાનિ કે અશ્રુ |
| ૬૧ | ૨૬ | શું કે હું માં | શું છે હું માં |
| ૬૩ | ૧૫ | ચિરસમય ઓ સૌ | ચિરસમય સૌ |
| ૬૫ | ૧૮ | તૂટીને | તૂટી |
| ૬૭ | ૯ | ન આવે | ને આવે |
| ૭૫ | ૧૦ | દિ તું | દિને તું |
| ૭૬ | ૨૪ | હૃદય | હૃદયમાં |
| ૮૪ | ૫ | નનીહત | નસીહત |
| ૯૧ | ૧૪ | રમની'તી | "રમની'તી |
| ૯૬ | ૭ | કહીતે | કહીને |
| ૧૦૧ | ૧૬ | રમાને | રમાનો |

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૧૦ | અંગને | અંગ ને |
| ૧૨૨ | ૨૬ | શુના | શુ ના |
| ૧૨૪ | ૧૩ | સુખહુ | સુખડું |
| ૧૨૪ | ૧૪ | ગાભરી | ગાભરી શી |
| ૧૨૮ | ૧૪ | વા ભત | વાભત |
| ૧૪૮ | ૯ | અરેરે ! | " અરેરે ! |
| ૧૫૦ | ૨૫ | મરેલા | મરેલાં તો |
| ૧૬૯ | ૧૭ | कविताने | कबिताने |
| ૧૭૦ | ૬ | આવાં | આવી |
| ૧૭૨ | ૨૦ | છેહ | દેહ |
| ૧૮૧ | ૨૦ | પાથ | પાપ |
| ૧૯૨ | ૨૧ | બોલશે | બોલ શે |
| ૨૪૨ | ૧૯ | હૃદયમા | તુજ હૃદયમા |
| ૨૫૨ | ૧૧ | હ્રદૃયનુ | હૃદયન |
| ૨૫૫ | ૮ | આવા હતુ ' તું, | આવાહતુ" તું, |
| ૨૬૯ | ૨૨ | શબ્દો | શબ્દો |
| ૨૭૦ | ૨૬ | ના,' | ના, |
| ૨૯૩ | ૪ | દયની | હૃદયની |
| ૩૨૧ | છેલ્લી | ગૌર્ય | ગૌર્ય |
| ૩૨૫ | ૬ | દય | હૃદય |
| ૩૩૪ | ૧૦ | અળખળ | ખળખળ |
| ૩૫૨ | ૩ | હેતું | હેતુ |
| ૩૫૬ | ૪ | પાસે— | પાસ— |
| ૩૫૯ | ૧૩ | —ના ! | —નાથા ! |
| ૩૭૨ | ૮ | બ્રહ્માંડજીત | બ્રહ્માડજીત |
| ૩૮૦ | ૧૧ | તલવારની ! | વલવારની ! " |
| ૩૯૧ | ૧૭ | કહ્યુ 'તુ – | કહ્યુ 'તું:— |
| ૪૦૨ | ૧૩ | વિસરા | વિસરાય |
| ૪૩૧ | ૨૦ | પ્હાડોડોમાં | પ્હાડોમાં |
| ૪૫૨ | ૧૭ | કુંઈ | કંઇ |
| ૪૫૫ | ૨૩ | થનારાઓ ! | વનારાઓ ! |
| ૪૭૩ | ૨ | ત્યા | અહીં ત્યા |
| ૪૮૯ | ૧૬ | ત્રુઢિત | ત્રુટિત |
| ૫૧૨ | ૭ | કુસુમ | કુસુમ |

62-

